# શ્રી નારાયણ બોધ

ગરબા, હોળી સંગ્રહ તથા રસીક ગરબીઓનો સંગ્રહ.

રચનાર,

મહારાજ નરસિંહદાસ ગોવીંદ તપોધન

છપાવી પ્રસીદ્ધ કરનારાઓઃ—

માધુભાઈ જેરામભાઇ

નરસીંહ નાનાભાઇ

અરજુન દુલ્લભ

પ્રેમચંદ પરસોતમ

ઠે. અશક્તાશ્રમ પાસે–સુરત.

આવૃતી ૧ લી　　　　પ્રત ૧૦૦૦

કીંમત રૂા. ૦–૫–૦ ( પાંચ આના )

# પ્રસ્તાવના.



પ્રિયબંધુઓ,

આ પુસ્તક મારી અલ્પ બુદ્ધિ, શાસ્ત્રના આધાર તેમજ શ્રી ગુરૂ વિષ્ણુભગવાનના પ્રતાપથી બનાવી બહાર પાડયું છે જો એમાં કાંઇ ભૂલ હોય તો તે સુધારીને વાંચવા સુજ્ઞ બંધુઓને વિનંતિ છે.

આ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવામાં માસ્તર માધવ જેરામ, અરજુન દુલ્લભ તથા પ્રેમચંદ પરસોતમે મદદ કીધી છે તે માટે એમનો આભાર માનું છું.

લી૦ નરસીંહદાસ ગોવીંદ પંડીત–સુરત.



ૐ

# શ્રી નારાયણ બોધ.



## હનુમાનજીનો ગરબો.

(મારી ગાયોનો ગોવાળ ગોરસ માંગે રે લટકાળો એ રાગ)

કહું પવન પુત્ર મહીમાય, તે તમે સુણજોરે નરનારી,
કંઇ અંજની જેની માય, તે તમે સુણજોરે નરનારી ટેક.
ગણપતીને પાયે લાગુંરે હું તો વાણી અવીચળ માગું રે
હું તો સરસ્વતી આરાધું તે તમે સુણજો રે નરનારી ૧
મારી આશા તે પુરણ કરજોરે, મને આવીને વહેલા મળજોરે
મારી ભૂલ હોય તે માફ કરજો તે તમે સુણજોરે૰ ૨
ઇંદ્રજીત તે રણમાં પડયોરે ત્યારે રાવણ મન કળકળીયોરે
હવે યોદ્ધો નથી કોઇ બળીયો તે તમે સુણજોરે૰ ૩
હવે રાવણ મન વિચારે રે હવે શું કરવું કંઇ મારેરે
હવે કોણ થાય મારી વહારે તે તમે સુણજોરે૰ ૪
અહીરાવણ મહીરાવણ કહાવેરે; મહી કાવતીરાજ્ય ચલાવેરે
તેના બળને તોલે કોઇ નાવે, તે તમે સુણજોરે૰ ૫

તેને કાગળ રાવણ લખાવે રે, મારૂં મૃત્યુ ઢુંકડું આવેરે;
મારો બંધવ હોય તો આવે, તે તમે સુણજોરે૦ ૬
એવો પત્ર વાંચ્યો જ્યારેરે, તેને દુઃખ પ્રગટયું ભારેરે;
મારે નક્કી જવું એની વહારે, તે તમે સુણજોરે૦ . ૭
રામ લક્ષ્મણને લઇને આવુંરે, મારી દેવીને ભોગ ચઢાવુંરે;
ત્યારે અન્નજળ મારે ખાવું, તે તમે સુણજોરે૦ ૮
એવું કપટ રચીને મનમાંરે, એતો આવ્યા લંકાપુરમાંરે;
એને ક્રોધ ઘણો છે ઉરમાં તે તમે સુણજોરે ૯
વિભિક્ષણે તે બુદ્ધિ વિચારીરે, કંઇ કપટ થશે બહુ ભારીરે;
એના મિત્ર છે દુરાચારી, તે તમે સુણજોરે ૧૦
હનુમાન કહે સહુ આવોરે, રામ લક્ષ્મણની વહારે ધાઓરે
આપણ પુંછનો મંડપ બનાવો તે તમે સુણજોરે૦ ૧૧
એવે રાત પડી અંધારીરે, પેલા આવ્યા દુરાચારીરે;
નિંદ્રાસન નાંખ્યું ભારી, તે તમે સુણજોરે૦ ૧૨
રામ લક્ષ્મણને લઇને નાઠારે, એવા રાક્ષસ ઘણા છે કાઠારે;
એને શુકન થયા છે માઠા તે તમે સુણજોરે૦ ૧૩
એવું મનમાં ન લાવ્યે શાણારે, અંતર્યામી નથી અજાણયારે;
સૃષ્ટિના સરજનહારા તે તમે સુણજોરે૦ ૧૪
રામ લક્ષ્મણ સાવધાન થાયરે, અરે આ તે શું કહેવાયરે;
કોઇ દુશ્મન લઇને જાય તે તમે સુણજોરે૦ ૧૫
હવે થવાનું હશે તે થાશેરે મારો હનુમાનજી પસ્તાશેરે;
સીતાજી પ્રાંસો ખાશે, તે તમે સુણજોરે૦ ૧૬
સમ ગયા રાક્ષસને ત્યાંયરે હવે સેનામાં શું થાયરે;

જાગી જોયું વિભીક્ષણ ભાઇ, તે તમે સુણજોરે૰ ૧૭
રામ લક્ષ્મણ ગયા છે કયાંયરે, ત્યાં રણમાં ભંગાણ થાયરે
ત્યાં હનુમાનજી ગભરાય, તે તમે સુણજોરે૰ ૧૮
હનુમાન ફરે મદમાતારે, એના લોચન થયાં છે રાતારે;
કયાં ગયો હમારો પીતા, તે તમે સુણજોરે૰ ૧૯
હનુમાનજી મન પસ્તાયરે, મારા રામજીને લાવું અહીંરે
દુધ પીધું છે કોની માય, તે તમે સુણજોરે૰ ૨૦
કોઇ છે સાથે આવનારોરે, હોય યુદ્ધ તણો જાણનારોરે
મારા રામચંદ્રનો પ્યારો, તે તમે સુણજોરે૰ ૨૧
ત્યાં સુગ્રીવ તૈયાર થાયરે સાથે નલ નીલ બે ભાઇરે
એતો પેઠા વિવર માંઇ તે તમે સુણજોરે૰ ૨૨
ગુફા અંધારી ઘોરરે ત્યાં થાય ઘણોએક શોરરે
ત્યાં વળી ગયા સથરોળ તે તમે સુણજોરે ૨૩
હનુમાનજી મન વિચારેરે, હવે શું કરવું કંઈ મારેરે;
હવે કોણ થાય મારી વહારે તે તમે સુણજોરે ૨૪
હનુમાનનો મંત્ર સાધુરે પુછડાનો ભારો બાંધુરે;
મારા રઘુવરને આરાધું તે તમે સુણજોરે ૨૫
સુગ્રીવ કહે ત્યાં રહીશુંરે કંઇ રામનામ ગુણ ગાઇશુંરે
તમે આવો તો ત્યાંથી જઈશું, તે તમે સુણજોરે૰ ૨૬
સિધું કુદવા મન કીધુંરે, હેંસી જોજનનું પુછડું સીધુંરે
સમુદ્રનું નિર નહિ પીધું, તે તમે સુણજોરે ૨૭
હનુમાનજી પહોંચ્યા પારરે, એને કોઈનો નથી આધારરે
ત્યાં મકરધ્વજ સરદાર, તે તમે સુણજોરે૰ ૨૮

ત્યાં મકરધ્વજને હટાવીરે, પછી મહીકાવતીમાં આવીરે
એણે મનમાં વાત વિચારી, તે તમે સુણજોરે૦ ૨૯
હનુમાને તે બુદ્ધિ વિચારીરે, એ દેવીને નાંખું મારીરે
એ રાંડ છે બહુ હત્યારી, તે તમે સુણજોરે૦ ૩૦
હનુમાનજી દેવળમાં પેઠારે, દેવીને ડબાવી બેઠારે
ત્યાં રાક્ષસ થયા એકઠા, તે તમે સુણજોરે૦ ૩૧
અહીરાવણ મન વિચારેરે, હવે શું કરવું કંઈ મારેરે;
એનો ભોગ દેવો અત્યારે, તે તમે સુણજોરે૦ ૩૨
ત્યાં રામચંદ્રને લાવ્યારે, હનુમાનને આંસુ આવ્યારે
હું છતાં તમોને ભમાવ્યા, તે તમે સુણજોરે૦ ૩૩
વિક્રાળ થઇ હનુમાન ઉઠેરે, ત્યાં માથે માથે ફુટેરે
જેવા પહાડના શિખર તૂટે, તે તમે સુણજોરે૦ ૩૪
અહીરાવણ મહીરાવણ માર્યોરે, ભૂમિનો ભાર ઉતાર્યોરે
રામલક્ષ્મણને લઇ આવ્યો, તે તમે સુણજોરે૦ ૩૫
કહે નરસિંહદાસ બલીહારીરે, તે તમે સુણજો નરનેનારીરે
રામ સાથે કરો મિત્રાચારી, તે તમે સુણજોરે૦ ૩૬

---

**અભિમન્યુનો-ગરબો.** (કારતકમાસ કોડાણીરે એ રાગ)

રામચંદ્રજીનું નામજ લેતાં, પાપી પાવન થાય
અભેમન્યુનો ગરબો ગાવા, મનમારૂં અકળાય-ભજો સીતારામને.
એતો ભક્તોના પુરણ કામ, ભજો સીતારામને ટેક.
સુભદ્રા કોઠે અવતર્યારે, કંઇ હઇલોચન અવતાર;
તેના તે અભેમન્યુ થયા, એતો અરજુનના સંતાન-ભજો સીતારામ ૧

સાત વર્ષનો પુત્ર થયો, એના હૈડે હરખ ન માય,
સોના ગેડી રૂપા દાંડીઆ, એતો નિત નિત રમવા જાય–ભજો૦ ૨
કૃષ્ણના મનમાં કપટ ઘણું, એ તો દુશ્મનનો અવતાર,
યુક્તિ કરીને મારવો, નહિંતો પૃથ્વી કરે રસાતાળ–ભજો૦ ૩
કુંતી પુત્ર સમજાવ્યોરે, કાંઈ જાઇશું આપણુ પાતાળ,
પાંડુકી દાનવ બળીઓ ઘણો, ગૌ બ્રાહ્મણને પીડે અપાર–ભજો૦ ૪
કૃષ્ણને અરજુન ચાલ્યા ગયા, હવે કુરૂક્ષેત્રે શું થાય,
દુર્યોધન, દુશાશન કપટી ઘણા, હું તો તેનો કહું મહીમાય–ભજો૦ ૫
શકુનીએ સમજાવ્યારે, કંઇ દુશ્મન ન આવે હાથ,
સાત કોઠાનું યુદ્ધ રચો, એનો કોઇ નથી સંઘાત–ભજો૦ ૬
સાત કોઠાનું યુદ્ધ કરવું, કંઈ રણક્ષેત્રની માંહ,
ક્ષત્રાણીનું ધાવેલું દુધ હોય તો, સામાસામી થાય–ભજો૦ ૭
દુર્યોધન, દુશાશન, કર્ણ શકુની એ મહાપાપી કહેવાય,
પત્ર લખીને પાઠવ્યો એ તો, ધર્મ સભાની માંહ–ભજો૦ ૮
ધર્મરાય કલ્પાંત કરે, કંઇ આ તે શું કહેવાય,
બંધુ ગયો પાતાળમાં, હવે યુદ્ધ કરવા કોણ જાય–ભજો૦ ૯
એટલે અભેમન્યુ આવ્યોરે, કંઇ સજ્યા સોળે શણગાર,
કાકાના મુખ કરમાએલા જોઇ, દુખ પામ્યો અપાર–ભજો૦ ૧૦
યુધિષ્ઠિર વળતી બોલ્યારે, કંઇ કૌરવે કીધો કહેર,
કપટથી કોઠા સાત રચ્યા, તારો પિતા નથી આજે ઘેર–ભજો૦ ૧૧
ક્રોધ ભર્યો અભેમન્યુજીરે, કંઇ બોલ્યો આપોઆપ,
યુદ્ધ કરતાં જો પાછો હઠું તો, બ્રહ્મહત્યાનું પાપ–ભજો૦ ૧૨
ટોપને બખ્તર સજ્યાં ઘણાં, કંઇ હથીઆરનો નહિ પાર,

રણસ્થંભે આવી ઉભો એ તો સેનાનો સરદાર—ભજો૦ ૧૩
પ્રથમ કોઠે ગુરૂરે પોતાનો, કહીએ દ્રોણાચાર,
બ્રાહ્મણ થઇ શું યુદ્ધ કરશો, તમે લાડુના જમનાર—ભજો૦ ૧૪
દ્રોણાચાર હઠાવી કરી, કંઇ જઈ ઉભા બીજે દ્વાર,
બળવાન યોદ્ધો ઉભેલો, જેનું નામ છે કીરપાચાર—ભજો૦ ૧૫
બાણની વૃષ્ટિ થાય ઘણી, કંઇ બળ તણો નહિ પાર,
તે કોઠે વિજય પામ્યા, કંઇ અભેમન્યુ કુમાર—ભજો૦ ૧૬
ત્રીજે કોઠે અશ્વસ્થામા, બ્રહ્મતણા સંતાન,
વર પામી થયો બળીઓ ઘણો, એ તો કદી મુકે નહિ માન—ભજો ૧૭
ચીરંજીવી હઠાવી કરી, એ તો જઇ ઉભો ચોથે દ્વાર,
બળીઓ કરણ ત્યાં ઉભેલો, એની સાથે યોદ્ધા અપાર—ભજો૦ ૧૮
સહસ્ત્ર બાણ જયાં છુટે ઘણાં, વળી હથીઆરનો નહિ પાર,
બળીઓ કરણ હઠાવતાં, ત્યાંતો ઝાઝી લાગી વાર—ભજો૦ ૧૯
પાંચમે કોઠે છત્રપતી, એતો દુષ્ટ તણો સરદાર,
યુદ્ધનો કાયર છે ઘણો, એતો અંધ તણો કુમાર—ભજો૦ ૨૦
દુર્યોધનને સહેજે હઠાવીને, આવ્યા છઠ્ઠાની માંય,
સલ્લરાજા ત્યાં ઉભો થયો, એતો મારવાડનો રાય—ભજો૦ ૨૧
છ કોઠાનો નાશ કરીને, યોદ્ધા કીધા ચકચુર
જશના ડંકા વગડાવીઆ, એનું ખીલી રહ્યું છે નુર—ભજો૦ ૨૨
શામળીએ જાણ્યું પાતાળમાંરે, કંઈ દુશ્મન જીતશે આજ,
સ્વર્ગ મૃત્યુને જીતી કરી, પછી કરશે દ્વારીકા રાજ—ભજો૦ ૨૩
જેમંગળ હાથી ભીમનોરે, તેને શામળીએ કીધી સાન,
હાથીને બળ આપ્યું ઘણું, એતો તંબુમાં કરે તોફાન—ભજો૦ ૨૪

અરજુન પુત્ર એકલોરે, એને કોઇની નથી સહાય,
ગટોરગચ્છ પણ ચાલ્યો ગયો, એતો મુંઝાયો મનમાંય-ભજો૦ ૨૫
અભેમન્યુ કલ્પાંત કરે, કંઇ આ તે શું કહેવાય,
કાકાને સંભારતો ઉભો, જયદ્રથ કોઠામાંય-ભજો૦ ૨૬
માર પડે અભેમન્યુનેરે, તેનો કોઇ ન જાણે મર્મ,
અફસોસ મનમાં લાવી કરી, કહે છે ફુટયા મારા કર્મ-ભજો૦ ૨૭
માતાનો આપેલો દોરડોરે, તેણે અટકી રહ્યા છે જીવ,
કૃષ્ણજીએ જાણ્યું, ફરી આવે નહિ આવી ટીપ-ભજો૦ ૨૮
મુસક રૂપે આવ્યારે, કંઇ પોતે સુંદર શ્યામ,
ધનુષની દોરી કરડી ખાધી, ત્યારે ગઇ છે શુદ્ધ ને સાન-ભજો૦ ૨૯
રાજપુત્ર પડયો રણવિષેરે, એના મનમાં ઘણો છે ક્રોધ,
મૃત્યુ મારૂં આવી બન્યું, આ તો મામાએ કીધો વિરોધ-ભજો૦ ૩૦
એવા અસુરને માર્યા ઘણા, એની ચિંતા ન કરશો મન,
ગરૂડે બેસી ઘેર આવ્યા, કંઇ પોતે જુગજીવન-ભજો૦ ૩૧
નરસીંહદાસ કહે મન સમજી, કંઇ પુરજો હમારા કોડ,
સૌ કવિને પરણામ કરૂં બોલો જૈ જૈ શ્રીરણછોડ-ભજો૦ ૩૨

---

બાણાસુરનો ગરબો (રાગ ઉપર પ્રમાણે)

પરમાત્માનો પાઠ કરૂં તો આનંદમાં દિન જાય
બાણાસુર બળવાન થયો, હું તો તેનો કહું મહિમાય
સદાશિવ સહાયમાં.
એ તો બળીઓ બળવાન, સદાશિવ સહાયમાં
એ તો ભૂલી શકે નહિ ભાન, સદાશિવ સહાયમાં ટેક.

પ્રહ્લાદનો વિરોચન થયો, કંઇ તેનો થયો બળિરાય;
સૌથી છેલ્લો બાણાસુર થયો. તેનો આનંદમાં દીન જાય—
સદાશિવ૦ ૧

કૈલાસપુરીમાં શીવજી રહે. તેની સાથે છે ઉમીયા માય
તેનું આરાધન કરવા ગયો, પોતે બાણાસુર રાય—
સદાશિવ૦ ૨

કર્યું શ્વાસને અક્ષુરો કરીને, બેઠો ગુફાની માંય
ત્રણ ભુવન લાગ્યા ડોલવા, ત્યારે ઉમીઆને ચીંતા થાય—
સદાશિવ૦ ૩

માગ માગ પુત્ર અસુર તણા, કંઇ પુરણ થાશે આશ
મારા ચરણમાં જે કોઇ આવે, તેને ન મુકું નિરાશ—
સદાશિવ૦ ૪

સહસ્ર બાહુ આપો સ્વામી, મારા બળતણો નહિ પાર
એક હાથમાં સહસ્ર હાથીનું, બળ આપો નિર્ધાર—
સદાશિવ૦ ૫

બળ આપી સદાશીવ ગયા, પેલા અસુરની શી પેર
હરખ હેયામાં માતો નથી, એ તો આવ્યો પોતાને ઘેર—
સદાશિવ૦ ૬

પાતાળના સપ્ત લોક જીતીને, થયો બેઠો પૃથ્વીનો રાય
ઇંદ્ર સાથે ગયો આથડવા, એની સામે તે કોણ થાય—
સદાશિવ૦ ૭

એટલામાં આવ્યા નારદજી, કંઈ બ્રહ્મ તણા સંતાન
અસુર રાય તમે આ શું કરો, તમે ગ્યા છો ગુણવાન—
સદાશિવ૦ ૮

કૈલાસપુરીમાં શીવજી વસે છે, તે છે મહા બળવાન
તેની સાથે જઇ યુદ્ધ કરો તો, ભાંગે તમારૂં માન—
સદાશિવ૦ ૯
અસુર પુત્રને રીસજ વ્યાપી; આવ્યો ગીરી કૈલાસ
શીવજી મારી સાથે યુદ્ધ કરો, નહિ તો યોદ્ધો બતાવો આજ—
સદાશિવ૦ ૧૦
લેરે પુત્ર આ ગુંડો આપું, તેને મૂકજે મંદીર માંય
એ રે ધજા જયારે તૂટી પડે, ત્યારે તુજને ચીંતા થાય—
સદા શિવ૦ ૧૧
દ્વારાપુરીમા કૃષ્ણજી કહીએ, પોતે સુંદર શ્યામ
તેના તે કુળમાં પ્રગટ થયો, કંઇ અનીરૂદ્ધ એવું નામ—
સદાશિવ૦ ૧૨
બાણાસુરની પુત્રી કહીએ, ઓખાબાઈ કહેવાય
ચીત્રરેખા તેની સાથમાં, પ્રધાનની પુત્રી થાય—
સદાશિવ૦ ૧૩
ઓખાના સ્વપ્નામાં આવ્યોરે, કંઇ કૃષ્ણ તણો સંતાન
ઘેલી દીવાની થઇ ગઇ, એના સ્વપ્નામાં થયા લગન—
સદાશિવ૦ ૧૪
બેઠી બાળા મહેલમાંરે, એ તો અન્ન જળ કંઇ નવ ખાય
પ્રાણપતિ મારો આવી મળે તો, આનંદમાં દીન જાય—
સદાશિવ૦ ૧૫
ચીત્રરેખા એ તો ચતુર કહાવે, તે પહોંચી દ્વારીકા માંય
અનીરૂધ સુતો સહેજમાં, તેને લઇને સોણીતપુર જાય—
સદાશિવ૦ ૧૬

ચોકીવારામાં ચરચા ચાલી, કુંવરીએ કીધા કેર
બાણાસુર જો જાણશે તો, મારી નાંખે ઠેર–સદાશીવ૦ ૧૭
મહારાજા કંઈ પુત્રી તમારી, અવર પંથ પળાય,
રાજપુત્ર કોઇ આવિઓ, હમે દીઠો મહેલનિ માંય–સદાશીવ૦ ૧૮
ખડગ લઇ બાણાસુર આવ્યો, રણસંગ્રામજ થાય,
અનીરૂધજી પણ સામા થયા, એ તો જાદવકુળ કહેવાય—
સદાશીવ૦ ૧૯

અસુર મારી ચકચુર કીધા, કંઇ ઘાયલ કીધા અનેક,
કાયર નર તે નાસીં ગયા, એવી જાદવકુળની ટેક–સદાશીવ૦ ૨૦
નાગપાસથી બાંધ્યોરે, કંઇ એવો બાણાસુર રાય,
શ્રીકૃષ્ણને જયારે ખબર પડી, એતો આવ્યા અસુરપુરમાંય—
સદાશીવ૦ ૨૧

બાણાસુરના સહસ્ત્ર બાહુનો, સંહાર કીધો શ્રીનાથ,
ઓખા ચીત્રરેખા લાવ્યા, એતો દ્વારાપુરીના નાથ–સદાશીવ૦ ૨૨
વૈકુંઠપતીને વિનવુંરે, કંઇ પુરજો હમારી આશ,
હેવથી ગરબો ગાય છે, એતો પંડીત નરસીંહદાસ—
સદાશીવ સ્હાયમાં૦ ૨૩

---

રાવણનો ગરબો. (ચંદની પડવાની બલિહારી એ રાગ)
કહું રાવણ કુલ વિસ્તાર, તેનો સુણજો સઘળો સાર,
એતો રાક્ષસનો સરદાર, રાવણ બહુ ખોટો.
જેના પુત્ર સહસ્ત્ર હજાર, એના જમાત્રનો નહિપાર,
એનો ભરીએલો પરિવાર, રાવણ બહુ ખોટો— ટેક.

પામ્યો શીવજીનું વરદાન, તેથી વધી ગયું અભિમાન,
ગૌ બ્રાહ્મણનો નિંદાવાન, રાવણ બહુ ખોટો.

સાખી ૧ } કૃષ્ણજી ચરણે જઇ નમું, સરસ્વતી લાગું પાય,
રાક્ષસ કુળ મહીમા કહું તેમાં કરજો સ્હાય.

દુર્બળની વૃદ્ધિ ખાંહે રાવણ બહુ ખોટો. ૧
મેઘ પવન તે નોકર થાય, પાણી લાવે ઘરની માંય,
નવે ગ્રહ ગુનેગાર થાય, રાવણ બહુ ખોટો.
ઈંદ્ર મન ચિંતા થાય, સર્વે દેવ મળી પસ્તાય,
નાસીને જઇએ કયાંય, રાવણ બહુ ખોટો. ૨
રાક્ષસ બળ થયું અપાર, ભોમી ઝીલી શકે નહિ ભાર,
દેવ સહુ પેસી ગયા પાતાળ, રાવણ બહુ ખોટો.

સાખી ૨ } દેવો સર્વે મળી કરી ગયા સમુદ્ર પાર,
સચ્ચીદાનંદ અખંડ બ્રહ્મ, કરો હમારી વ્હાર.

નોધારાનારે આધાર, રાવણ બહુ ખોટો ૩
મચ્છા રૂપ ધરી ભગવાન, સમુદ્રનું ઉતાર્યું માન
માર્યો શંખાસુર બળવાન રાવણ બહુ ખોટો
હરિ વિષ્ણુ મન દયા વધારે કરશો નહિરે તલભારે
આવું અયોધ્યા પુર મોઝાર, રાવણ બહુ ખોટો
બ્રહ્મા શીવને લઇને આવું, સર્વે અવધપુર બીરમાવું
આખી સૃષ્ટિ ચાક ચઢાવું, રાવણ બહુ ખોટો
હું ભોમીનો ભાર ઉતારૂં, સર્વે અસુર તણો અંત આણું
મારા ભકતનાં દૂખડાં ટાળું, રાવણ બહુ ખોટો

સાખી ૩ } દેવનાં દુઃખ સંહારવા વિષ્ણુ લીધો અવતાર
રઘુવંશમાં અવતર્યા દયાળુ દેવ મોરાર

આતા કૌશલ્યાના બાળ, રાવણ બહુ ખોટો
શ્રાવણ સાતમને સોમવાર, યોગ કરણને નક્ષત્ર સાર
દશરથ મન હરખ અપાર, રાવણ બહુ ખોટો
દેવ સહુ વિમાન લઇને આવે, મોતી પુષ્પ લઇ વધાવે
તે રઘુવરના મનમા ભાવે, રાવણ બહુ ખોટો
શોક થયો તે લંકામાંય, રાવણને મન ચિંતા થાય
કોઈ દુશ્મન પ્રગટ જણાય, રાવણ બહુ ખોટો
શેષનાગ તે લક્ષ્મણ થાય, પોતે રામ બંધુ કહેવાય
બ્રહ્મા રીંછ બનીને જાય, રાવણ બહુ ખોટો
નલ નીલ ને જાંબુવાન, સૌથી બળીઓ વાલી કુમાર
સુગ્રીવ સેનાનો સરદાર, રાવણ બહુ ખોટો

સાખી ૪ } દેવ ધ્રરે મલપતા અને નારદ તુમરૂ વાય
જય જયકાર કરે સહું અને પુષ્પ લઇ કર માંહય

ઈંદ્ર મન આનંદ થાય, રાવણ બહુ ખોટો
એવા રૂપ ધરીને તનમાં, સર્વે દેવ રહ્યા જંગલમાં
એને હોંસ ઘણી છે મનમાં, રાવણ બહુ ખોટો
સાત વરસના રઘુવર થાય, માતાને મન હરખ ન માય
લાડ લડાવે દશરથ રાય, રાવણ બહુ ખોટો
દેશ દેશના રાજા આવે, મોતી પુષ્પ લઇ વધાવે
તે વિષ્ણુના મનમાં ભાવે. રાવણ બહુ ખોટો
પંદર વરસના રઘુવર પોતે, ત્યારે દશરથ મનમાં શોચે
કે ગાદી રામચંદ્રને પહોંચે, રાવણ બહુ ખોટો
ગાદી રઘુવર શીર પર જયારે, સર્વ દેવ મન વિચારે

હવે રાક્ષસ નહિ થાય પાર, રાવણ બહુ ખોટો

સાખી ૫ — દેવ સર્વ મળી કરીને કળીયુગને પુછે પેર
છળ કળ ને કપટ કરી જા દશરથને ઘેર

કર ભરત શત્રુ પર મહેર, રાવણુ બહુ ખોટો
કળીયુગ કહે હમણાં જાઉં, સવે અવધપુર બીરમાવું
રામ લક્ષ્મણ જંગલ કાઢું, રાવણ બહુ ખોટો
કળીયુગ આવ્યા અવધપુરમાં, વસ્યા કૈકેયના ઉદરમાં
ત્યારે શોક થયો ઘડી પળમાં, રાવણ બહુ ખોટો
કૈકેય છે કપટી ભારી, એણે વિપરીત વાત વિચારી
જેની મતિ થઇ નઠારી, રાવણ બહુ ખોટો
અરે કરે ભરત શત્રુઘન રાજ, રઘુવર કાઢો જંગલવાસ
રહે ચઉદ વરસ એક માસ, રાવણ બહુ ખોટો
ત્યારે રામચંદ્ર વિચારે, હવે જંથલ જાવું મારે
કામ કરવાં છે વધારે, રાવણ બહુ ખોટો

સાખી ૬ — રાજય તજી અવધપુરનું, રઘુવર ચાલ્યા વન,
રાક્ષસકુળ સંહારવા, અને સુરના રાખવા મન.

એ તો પોતે જુગજીવન, રાવણ બહુ ખોટો
આભુષણને ફેંકી દીધાં, વન વસ્ત્ર પહેરી લીધાં
જાવા દેશવટે મન કીધાં, રાવણ બહુ ખોટો
રામ લક્ષ્મણ બંધુ કહાવે, સાથે જનક કુમારી આવે
મોટું જંગલ તો વસાવે, રાવણ બહુ ખોટો
આવ્યા ભીલ આશ્રમ મોઝાર, ચિત્રકોટ તીરથ છે સાર
મઢી બનાવી સીતા નાર, રાવણ બહુ ખોટો

ડમરો મરવો ને વળી દ્રાક્ષ, આંબાની વધી છે શાખ
પક્ષી ઉંચી કરે બહુ પાંખ, રાવણ બહુ ખોટો
લક્ષ્મણ ફળ વણીને લાવે, સાગ પત્રના પડીઆ બનાવે
રઘુવર જનક કુમારી ખાવે, રાવણ બહુ ખોટો

સાખી ૭ } સુરપનખાનો પુત્ર જે, ને સોસાસૂર કહેવાય
ઈંદ્ર તપ માંડી કરી, બેઠો વાંસ જાળાની માંય

ત્યારે લક્ષ્મણજી પસ્તાઈ, રાવણ બહુ ખોટો
આ ઝાડી ખોટી કહાવે, રાક્ષસ આવે ને વળી જાયે
માતા સીતાને બીવડાવે, રાવણ બહુ ખોટો
એવો ધારી મન વિચાર, પછી કીધો ધનુષ્ય ટંકાર
ટુકડા પડયા પૃથ્વી મોઝાર, રાવણ બહુ ખોટો
સુરપનખાએ જાણી વાત, આ તો શું થયો ઉત્પાત
કોઇ પ્રગટયો મુજ તાત, રાવણ બહુ ખોટો
દગલબાજી કરીને સાર, મારૂં બંને રાજકુમાર
હવે એના શું છે ભાર, રાવણ બહુ ખોટો
એને કપટ કરીને મારૂં, રામ લક્ષ્મણને બીરમાવું
સીતા લઇને પાછી આવું, રાવણ બહુ ખોટો

સાખી ૮ } વિચાર મનમાં ધારી કરી, ગઈ જંગલ મોઝાર,
રાક્ષસ માયા વધારીને, બની ગઇ નવલી નાર.

જાણે રાજાની કુમાર, રાવણ બહુ ખોટો
ચંપકવરણી કામણગારી, જેની આંખ બની અણીઆળી
બની ગઇ સુંદર તે લટકાળી, રાવણ બહુ ખોટો
લક્ષ્મણ ફળ વણંતા સાર, દીઠો જ્યારે રાક્ષણી નાર

કરવા લાગી ઝાઝો પ્યાર, રાવણુ બહુ ખોટો
હું તો આશક થઈ છું મનમાં, પ્યારા વસી ગયા છો તનમાં
આવો પ્રાણુ પ્યારા બનવા, રાવણુ બહુ ખોટો
ત્યારે લક્ષ્મણુજી પસ્તાય, આ કોઇ નવલી નાર કહેવાય
આજ્ઞા નથી બંધુ ભાઇ, રાવણુ બહુ ખોટો
મારે માથે છે કીરતાર, તેના હુકમ વિના નાચાર
સાથે જનક કુમારી નાર, રાવણુ બહુ ખોટો
રઘુવર પાસે લક્ષ્મણુ આવી, સર્વે વાત કહી વીસ્તારી
ત્યાં કોઇ નૌતમ નારી આવી, રાવણુ બહુ ખોટો

સાખી ૯ } રઘુવર વાણી બોલ્યાં, સાંભળ બંધુ વાત,
નહિ હોય નારી સતવતી, એ હોય માયાવી જાત.

અરે કાંઇ રાવણુ જેનો ભ્રાત, રાવણુ બહુ ખોટો
એને છળબળ કરીને મારો, સર્વે આ રાક્ષસને સંહારો
વિપ્રની વહારે ધાઓ, રાવણુ બહુ ખોટો
સુરપનખાને સમજાવી, એને લાલચથી ફોસલાવી
લીધાં નાક કાન કપાવી, રાવણુ બહુ ખોટો
હાંરે રૂધીરે ગળતી નાઠી, એની દશા થઈ બહુ માઠી
આવી સભા મધ્યે ગભરાતી, રાવણુ બહુ ખોટો
હાંરે કહું રાવણુ સાંભળ વાત, કન્યા લેવા ગઇ તુજ માટ
ત્યાં તો ઝાઝો થયો ઉત્પાત, રાવણુ બહુ ખોટો
હાંરે રામ લક્ષ્મણુ રાજકુમાર, તેની સાથે છે એક નાર
જાણુે લક્ષ્મીનો અવતાર, રાવણુ બહુ ખોટો
હાંરે તેણે કરણુ નાશીકા કાપી, મારા શરીરમાં અગ્ની વ્યાપી

તારી આબરૂ ઉથાપી, રાવણ બહુ ખોટો
રાવણ ક્રોધ કરીને મનમાં, એ તો ગયેરે મહા જંગલમાં
કે મામા મૃગ બનો એક પલમાં, રાવણ બહુ ખોટો

સાખી ૧૦ } મારીચી મૃગ બની ગયા દંડક વન મોઝાર
અશોક વન રચી કરી બેઠા રઘુવર જાનકી નાર

જાણે સુરજનો ઉજીઆરે, રાવણ બહુ ખોટો
આ મૃગ રૂપાળો ભાળી, હવે ઝટ એને નાખો મારી
એની કંચુકી થાય બહુ સારી, રાવણ બહુ ખોટો
હાંરે રામચંદ્ર ધનુષ ધારી, એણે વિપરીત વાત વિચારી
પછી મૃગને નાંખ્યો મારી, રાવણ બહુ ખોટો
હાંરે કંઈ કપટ કાળને સરણુ, કીધું સીતાજીનું હરણુ
હાથે માંગી લીધું મરણુ, રાવણ બહુ ખોટો
સીતા મુકી અશોક વનમાં, વિચાર કરવા લાગ્યો મનમાં
એને કપટ ઘણો છે તનમાં, રાવણ બહુ ખોટો
મૃગ મારીને રઘુવર આવે, સર્વે પંચવટી ભરમાવે
કોઇ સિતાની શુદ્ધ નહિ લાવે, રાવણ બહુ ખોટો
સીતા વિયોગે ફરે છે વનમાં, પહાડ ઉંચા ગયા છે ગગનમાં
સોધી વળ્યા છે સમુદ્રમાં, રાવણ બહુ ખોટો
કાંઇ પંપા સરોવરપાર, ત્યાં તો મળ્યા પવન કુમાર
તેની શોભાનો નહિ પાર, રાવણ બહુ ખોટો

સાખી ૧૧ } કરજોડી લાગ્યા પુછવા અને આંખે આંસુની ધાર
રાજા છે કયા દેશના આવ્યા શા આધાર

હાંરે કોઇ રામચંદ્ર અવતાર, રાવણ બહુ ખોટો

ત્યાં વાલીને નાંખ્યો મારી, સુગ્રીવ સાથે મિત્રાચારી
સૈન્યા બની ગઈ છે ભારી, રાવણુ બહુ ખોટો

પદમ અઢાર વાનર કહાવે, સર્વે સૃષ્ટિને ડુબાવે
એ લંકા કિનારે આવે, રાવણુ બહુ ખોટો

હનુમંત બળવંત છે બહુ ભારી એંસી જોજન પુંછ વધારી
એણે કુદવા વાત વિચારી, રાવણુ બહુ ખોટો

હાંરે રસ્તામાં રાક્ષસ મારી, સઘળું પાણી નાંખ્યું હલાવી
ત્યાં તો લંકા દેવી આવી, રાવણુ બહુ ખોટો

આવીને અશોક વનમં, સીતામાને મળ્યા પળમાં

માતા ધીરજ રાખો મનમાં રાવણુ બહુ ખોટો

સાખી ૧૨ } પવન પુત્ર અંજની નંદન, ગયા તે લંકા માંહી
સીતાજીની શોધ લાવ્યા, છે અશોક વાડીની માંહી

હવે કરવો કોણુ ઉપાય, રાવણુ બહુ ખોટો

હાંરે નલ નીલને ફરમાવો, સમુદ્ર પર પત્થર તારો

પછી રાવણુને સંહારો, રાવણુ બહુ ખોટો

હાંરે સમુદ્રપર પત્થર તારી, સર્વે સેન્યા પાર ઉતારી,

એતો રામ નામ બલીહારી, રાવણુ બહુ ખોટો,

માતા સીતાજીને કાજ, રોળ્યો લંકાનો મહારાજ,
પછી માર્યો મેઘનાદ, રાવણુ બહુ ખોટો.

આવ્યો રાવણુ રણમોઝાર, ભુમી ઝીલી શકે નહિ ભાર,

તેની સાથે લક્ષ કુમાર, રાવણુ બહુ ખોટો.

સાખી ૧૩ } લક્ષ પુત્ર રાવણુ તણા, તેનો કીધો સંહાર,
કુંભકરણુ આદે સહુ, માર્યા યોદ્ધા અપાર.

લંકા કીધી તારોતાર રાવણુ બહુ ખોટો.
રાવણુને નાંખ્યો કાપી, એવા રામચંદ્ર બળવ્યાપી,

હાંરે વિભીક્ષણને ગાદી આપી, રાવણ બહુ ખોટો.
પુષ્પ વિમાન છે બહુ સાર, બેઠા વાનર પદમ અઢાર,
જેની શોભાનો નહિ પાર, રાવણ બહુ ખોટો.
કે અયોધ્યાપુરીમાં રઘુવર આવ્યા, સાથે જનક કુમારી લાવ્યા,
માતા કોશલ્યાને ભાવ્યા, રાવણ બહુ ખોટો.
હાંરે—નલ—નીલ વાંનરસાર, સાથે ત્રીજા પવનકુમાર,
સુગ્રીવ, જાંબુવાંન બળવાન, રાવણ બહુ ખોટો.
ગુરૂ વશિષ્ઠ વિદ્યાવાન, સાથે સુમંતજી પ્રધાન,
સુમિત્રા કોશલ્યા ગુણવાન, રાવણ બહુ ખોટો.
સિંહાસન રઘુવર બેઠા, સર્વે નૃપ થયા એકીઠા,
આવી સભાની અંદર બેઠા, રાવણ બહુ ખોટો.

સાખી ૧૪ { રામલીલા અપાર છે, કહેતાં ન આવે પાર,
રાક્ષસ કુલ સંહારીને, રહ્યા અયોધ્યાપુર મોઝાર.

સર્વે સૃષ્ટિ સરજનહાર, રાવણ બહુ ખોટો.
નરસિંહદાસ કહે ભજો ભગવાન, એવા વિષ્ણુજી બળવાન,
ગૌ બ્રાહ્મણના તારણહાર, રાવણ બહુ ખોટો.

---

## રાધા કૃષ્ણનો ગરબો. ( રાગ સવૈયા )

લટકાળોરે નંદકુમાર, મોરલી વાગીરે, સુંદર લે લાગી,
એ ગૌધનનો ચારનાર, મોરલી વાગીરે, સુંદર લે લાગી— ટેક.
કાનો ચીત ચોર સદાએ બ્રહ્મચારી. સુખ દુખનો જાણનહાર—મો.
ગોકુળ બંદરાબનનો વાસી, જેના ચરણ કમળ તીરથ કાસી,
એના માયા મમતા છે દાસી, હરે એ આદી પુરૂષ બ્રહ્મચારી—મો.
કૃષ્ણ—ગોપી ચાલીરે સુંદર નાર દહી મહી વાળીરે રાધા બલીહારી.
એ બ્રહુભાણની કુમારી, દહી મહી વાળીરે રાધા બલીહારી.

ચંપકવરણી કામણગારી, મારા દાણ તણી દેનાર–દહી મહી વાલીરે
તારા ગોરસ લાગે બહુ પ્યારા, હમે ના રહીએ તુજથી ન્યારા
છીએ સર્વ જગા પર રહેનારા, હું રામ કૃષ્ણ અવતાર–દહી મહી.
રાધા–મધુવનના કનૈયા સીદ વેરી, સામું દાણ માગે છે મોરારી
અહીં કંસ રાજાની બીક ભારી, એ ગોકુળનો સરદાર–મોરલી.
કૃષ્ણ–દાણ લેવાની રીતી છે મારી, હવે માન કહ્યું તું દુધવારી
એવો કંસ રાજા છે કોણ ભારી, તેને મારી કરૂં પાયમાલ–દ. મ.
રાધા–એવું માઠું ના બોલો નંદલાલા, તમો જસોમતીના છો વાલા
માથે મોર મુંગટ કંઠે માળા, છો મતલબીઆ મોરાર–મોરલી.
કૃષ્ણ–મારે મતલબ તે સાની કરવી, મારી બંદ્રાબન છે મરજી
તારી મહી વેચવાની છે અરજી, હું જવા નથી દેનાર–દહી. મહી.
રાધા–તમે જાવ જાવ જૂઠડા ગીરધારી, મારે માથે ધણીની બીક ભારી
મારા ઘરમાં નણદલ ઠગારી, મને માયાનો જંજાળ–મોરલી.
કૃષ્ણ–કાંઇ માયા તારી નહી જાણું, માગ દોકડા આપને નવાણું
મારે ગાયો ચારવાને જાવું માટે વાર નહી લગાડ–દહી. મહી.
રાધા–હું લાવી નથી પૈસો ગાંઠે, મને રોકી રહ્યા છો શા માટે
તમે દુસ્મન થયા છો જીવ સાટે, જાવ જસોમતીના બાળ–મોરલી.
કૃષ્ણ–રાંડ સમજી જા તું ગોઆરી, તું અક્કલ વિનાની અપરાધી
હવે ઝગડો થાસે બહુ ભારી, સમજે નહી ખાસે માર–દહી. મહી.
રાધા–કાના હલકું બોલજે વિચારી, દાણ આપું નહી હું મહીઆરી
મારા માત પિતા છે બહુ ભારી, હું તારાથી નહી ડરનાર–મોરલી.
કૃષ્ણ–તું ડરાવનારી ચુપ રેહેજે, મારૂં વન વગડાનું દાણ દેજે
તારા માત પિતાને જઈ કેજે, તું જઇ કેહેજે ભરથાર–દહી. મહી.
રાધા–આ કાનુડા કપટી છાનો રે તું, અવળા બોલો કયાનો છે
આ જશોમતીનો વાલો છે, મારા ગામ તણો ગોવાળ–મોરલી

કૃષ્ણ—રાંડ કુબજા છે કામણગારી, તું બકવા કરજે વિચારી
તારા ચીર ચોળી લઉં ઉતારી, તને મારી કરૂં બેહાલ—દ. મહી.
રાધા—ઓ મોહનજી મોરલીવાળા, અમો અબળા જાતી છીએ બાળા
તમે મુકી દીઓને સહુ ચાળા, ચાલો ગોકુળીએ આ વાર—મોરલી.
કૃષ્ણ—મારા ગોકુળીઆમાં બીક શાની, બંદ્રાબનમાં તું વસનારી
તું મથુરાપુરની છે નારી, હું જંગલનો સરદાર—દહી. મહી.
રાધા—તું જંગલનો છે તે જાણ્યો, તું કંસના ધાકેથી આવ્યો
તારૂં ગામ નહી ને ઠીક ફાવ્યો, તારા રસ્તે જા ગમાર—મોરલી.
કૃષ્ણ—તું મેણા ના દે રાધે પ્યારી, હવે જમવાની છે તક મારી
મારા ગોવાળીઆને દુખ ભારી, જરા મનમાં કર વિચાર—દ. મહી.
રાધા—કાંઇ વિચારના છે બહુ દહાડા, પાછી આવીશ હું છોગાળા,
મારી મટકી ભારી છે પ્યારા, હવે જવા દિયો મહારાજ—મોરલી.
કૃષ્ણ—હવે ભક્તિ મારી તું કરજે ગંગા જમનાનું નીર પીજે,
મુખે રામ કૃષ્ણ કાંઇ તું કહેજે નરસીદાસ ભજે કિરતાર—દહી મ૦

---

કળીયુગનો ગરબો. રાગ—એક વાડી બની ગુલઝાર જોવા જઇએરે.

કહું કળજુગનું કિર્તન તે તમે સાંભળજો,
કાંઈ અઘટિત ચાલે જન મનમાં તે ધરજો—ટેક.

વીષ્ણુને પ્રણામ કરીને, કહું છું સત્ય પ્રમાણરે—સરસ્વતી માને
આરાધ કરીને સુણજો ચતુર સુજાણ મનમાં તે ધરજો;—કહું. ૧
શ્રીકૃષ્ણજી ધામ પધાર્યા પૃથ્વી થઇ દુખીઆરીરે. ધર્મ સરી પાતાળે
એહું એ કળીયુગની બલીહારી તે તમે સાંભળજો.—કહું ૨
આ કળીયુગના કેવા કર્મ તે મુખે કહ્યા નહી જાયરે, સત્ય માર્ગે
તો કંઈ નહી સુઝે ખોટા ગોથા ખાઈ. મનમાં તે ધરજો.—કહું. ૩
અવળો માર્ગ પકડી બેઠા, પિતા પુત્ર નરનારીરે; અંધ થઇ

ચલિ અથડાતા એ કુળની કરે ખુવારી મનમાં તે ધરજો.—કહું. ૪
પુત્ર પિતાનું કહ્યું ન માને, પોતાની બુદ્ધી ચલાવેરે, નામ ધર્મની લજા લોપી, બાહજ કોણ ઝાલે, મનમાં તે ધરજો.—કહું. ૫
કથા કિર્તન વાંચે તે, સાંભળવા કોઇ ન જાયરે, અવળે માગે નાણું ખરચે, ભવાઇ જોવા ચહાય મનમાં તે ધરજો.—કહું. ૬
સ્ત્રી પતીવ્રત ધર્મ ન પાળે, નીરખે પુરૂષ પરાયોરે; વ્યભીચારણી બહુ બની બેઠી, પાયો મૂળ ખવાયો, તે મનમાં ધરજો.—કહું. ૭
ઉમ્મર આપણી સો વરસની તે થઇ ગઈ અધુરીરે, પાંચ પચીસમાં મરણજ આવે, અક્કલ આવી પુરી, મનમાં તે ધરજો.—કહું. ૮
આ કળીયુગની એવી કમાણી, ઘડીમાં થાય દર્શનરે; સુખો વચમાં આડો આવે, ઠોર રહે નહી મન, મનમાં તે ધરજો,—કહું. ૯
ધર્મને નામે ધાડજ આવી, પાપી ધરાઇને ખાયરે; ખરા દેવને કોઈ નહી માને, પાખંડ પુજાવા જાઇ, મનમાં તે ધરજો.—કહું. ૧૦
કળીયુગ કાળો બહુ બળવાળો કંઇને દીધાં ડૂબાવીરે; ઝટ આવી મનમાં પ્રવેસે, ભોળાને દેઈ ભરમાવી, મનમાં તે ધરજો.—કહું. ૧૧
બેન પોતાની જયારે આવે, મનમાં બહુ પસ્તાયરે; સાળીને તો સાડલો આપે, કળીજુગનો મહીમાય, મનમાં તે ધરજો.—કહું, ૧૨
પ્રીય ભાઇથી દગો કરે, ને દુશ્મન સાથે પ્રીતીરે; મોટા ભરોસે માથું કપાવે, એવી થાય અનીતી, મનમાં તે ધરજો.—કહું. ૧૩
ઘરમાં જળમાં સ્થળમાં મનમાં, આવીને કળી ભરાયોરે; દેવી દેવતા સ્વર્ગ સીધાવ્યા, દુનિઆ પાપ છવાયો. મનમાં તે ધરજો.—કહું. ૧૪
પાપતણો પંથ મુકી કરી જરા ધર્મનો મારગ ઝાલોરે, બળથી બુદ્ધી ખેંચી કરીને મનમાં કાંઇ વિચારો મનમાં તે ધરજો.—કહું. ૧૫
આખી ઉમર જાસે વીતી, થાસે બહુ પસ્તાવોરે, આગળ જતાં ઓઆ થાસો, આવે ફરી નહી વારો, મનમાં તે ધરજો.—કહું. ૧૬

સતજુગ ત્રેતા દ્વાપરમાં સતનો મારગ મોટોરે, કળીજુગમાં તો
ધર્મ મળે નહી, પડયો ગ્રાઓ ટોટો, મનમાં તે ધરજો.—કહું. ૧૭
સુયે કહ્યું કહેવાનું ઘણું છે, મન મારૂં અકળાયરે,
કળીજુગની કમાણી ન કરસો, સત મારગ ચાલો ભાઈ.
મનમાં તે ધરજો. ૧૮
રામ કૃષ્ણ કાંઈ દયા કરીને, કળીજુગ જોર મટાડોને,
નરસીદાસ કહે મન સમજીને, ધર્મનો પંથ વધારો, મનમાં તે ધરજો.
કહું કળીજુગનું કિર્તન તે તમે સાંભળજો. ૧૯

---

ગૌમાતાનો ગરબો. મારી ગાયોના ગોવાળ, એ રાહ.

તમે નિરભે મુક્તિ ચાહો તો રક્ષા કરજોરે ગૌ માતાની
તમે ભવસાગરને તરજો, રક્ષા કરજોરે ગૌ માતાની ટેક.
ગૌ માતા તો આરી દુલારી, કોટીક જીવને દેય ઉગારી
જનમ મરણનું તીરથ ભારી, કોઇ તેની ઉપર દયા કરજો–રક્ષા.
વાચા નહી ને દેવ કહાવે, કોટીક મુનીજન ધ્યાનમાં લાવે
બહુ ઉપયોગી માતા કહાવે, કાંઇ તે પરમારથ કરજો–રક્ષા.
દહી દૂધનું અતિ બળ ભારી, માતાની મહેરબાની સારી
આપણ કાજે તે દુખીયારી, તમે તેના દૂખડાં હણજો–રક્ષા.
સ્થળચર જીવનની એજ કમાઇ, તેત્રીસકોટી દેવ સમાઈ
એની સેવાથી પાતક જાય, જરા મનમાં વિચારે કરજો–રક્ષા.
ચરણમાં ચારે પર્વત સમાઇ, સાત સમુદ્ર આંચળ માંઇ
પુછડામાં ગંગાજી જાઇ, તમે સ્વાર્થને પરહરજો–રક્ષા.
બોતીસ રૂપેથી એને નિપજાવી, પરમારથને કારણ આવી
અમરતના પવર ભરી લાવી, એની ઉપર નજર નહી કરજો–રક્ષા.
બે મુખી માતા ભુમી કહાવે, વૈકુંઠપુરીનું ધામ બતાવે

અંત સમયમાં એજ બચાવે, તમે આત્મજ્ઞાન નિરખજો-રક્ષા.
એવી બીચારી ગૌ કહાવે, એના બચ્ચાને નાથ ઘલાવે
દુનીઆની જીવીકા ચલાવે, તેની હિંસા નહી કરજો-રક્ષા.
આપણુ રહેવું ધર્મ તપાસી, અંતે આવસે ગળામાં ફાંસી
ત્યારે થાસો બહુ ઉદાસી, આગળથી વિચાર કરજો-રક્ષા.
સર્વે પ્રાણી પર દયા કરીને, ધર્મ પોતાનું જાણી કરીને
માયા મમતા છોડી કરીને, કાંઇ સારા કર્તવ્ય કરજો-રક્ષા.
આગળ જાતાં બહુ પસ્તાસો, ત્રણ ભુવનમાં દુઃખીઆ થાશો;
દયા કરો તો હુંડી કમાશો, પાણી પેલા પાળ કરજો-રક્ષા.
સંસાર સ્વપ્નાની છે બાજી, એને દેખીને ન થાવ રાજી;
કાંઇ વિચાર કરો મન માજી, જરા પરમેશ્વરથી ડરજો-રક્ષા.
નરસીદાસ કહે મન સમજાવો, પાપ કરો તો કંઈ નહી ફાવો;
સત્ય લોકમાં નહી સમાવો, તેનો વિચાર ધરજો—રક્ષા કરજો.

---

## આદ્યશક્તિ ભવાનીનો ગરબો.

( દેવ દર્શન કરવાને ચાલોરે-એ રાગ. )

તને સમરૂં માત ભવાનીરે, તું તો અસંખ્ય જુગથી આવીરે:
તને સમરે નર ને નારીરે, માતા તુજપર જાઉં બલિહારીરે-ટેક.
મા તું દેવની પક્ષે આવી, દીધા દાનવને ભમાવી;
કે હાથે ખપ્પર લઇને આવી, તારી અકળ કળા નહિ જાણીરે—
તને સમરૂં માત ભવાનીરે. ૧
સત જુગમાં સીતાજી નારી, તારાં નામ તણી બલિહારી;
શ્રી રામચંદ્ર પટરાણી સર્વે લંકા કીધી ધુળધાણીરે—
તને સમરૂં માત ભવાનીરે. ૨
ત્રેતાજુગમાં આદ્યશક્તિ, પાંડવને ઘેર છે દ્રૌપદી;

પાંચ ભરથાર છતાં સતી, કૌરવ કપટીને નાંખ્યા ભમાવીરે—
તને સમરૂં માત ભવાનીરે. ૩
અષ્ટ ભુજાની દિસે બાળી, તારી સિંહની છે સ્વારી,
હાથોમાં ત્રીશુળ વાળી, તને ત્રણુ ભુવનમાં જાણીરે—
તને સમરૂં. ૪
અરે દ્વાપુરમાં ઉમીઆ કહાવી, શીવની સાથે પાર્વતી આવી
સાથે ગણુપતીજીને લાવી જેના તેજ તણું બળ ભારીરે—
તને સમરૂ. ૫
બ્રહ્મા, શીવની સાથે શક્તિ, તારી સર્વ કરે છે ભક્તિ
તારી જાણે નહિ કોઇ યુક્તિ, તું તો ભક્તની વ્હારે આવનારીરે—
તને સમરૂં, ૬
અરે કળીયુગમાં દેવી કાળી, ગઢપાવામાં વસનારી
કાળ ભૈરવ કરે રખવાળી, માતા છુટા કેસજ વાળીરે—
તને સમરૂં. ૭
ચૈત્ર સુદ આઠમને દહાડે, જ્યાં હવન હોમ બહુ બાળે
પાડા મેંઢાને ચઢાવે, ડમરૂ ડાક બજાવનવાળીરે—
તને સમરૂં. ૮
માની શોભાનો નહિ પાર, માને હાથે આઠ હથિઆર
બાઇને ઝાંઝરનો ઝમકાર, નરસિંહદાસ કહે બલિહારીરે—
તને સમરૂ માત ભવાનીરે ૯

---

## પંદર તિથિ (રાગ વાલાજીનો)

પડવે પ્રભુજી મચ્છા રૂપે આવ્યારે વૃજવાસી,
કોઇ બ્રહ્માજીના ચારે વેદ, લાવ્યારે વૈકુંઠવાસી ૧
શંખાસુરને હાથે કીધો, ચક્રધરરે વૃજવાસી

તમે ભક્તજનની સેવામાં મંજુરરે વૈકુંઠવાસી ૨
બીજે વહાલા બહુ બળીઆ, બળનામીરે વૃજવાસી
કોઇ કુરમ સ્વરૂપે પુથ્વી, પીઠ પર ધારીરે વૈકુંઠવાસી ૩
બ્રહ્મા વીષ્ણુ શીવ બન્યા, કાંઇ પોતેરે વૃજવાસી
કાંઇ પર્વત સમુદ્ર મથ્યો, પોતેરે વૈકુંઠવાસી ૪
ત્રીજે ત્રીકમજી દંતપર, પૃથ્વી લીધીરે વૃજવાસી
તમે દેવ તણી કંઇ ઘણીએક, રક્ષા કીધીરે વૈકુંઠવાસી ૫
હીરણ્યાકશ્યપને હાથે, નાંખી મરોડીરે વૃજવાસી
કાંઈ પાતાળેથી આવ્યા, સમુદ્ર તોડીરે વૈકુંઠવાસી ૬
કાંઇ ચોથે પ્રભુજી ચિંતા લાગી તમનેરે વૃજવાસી
સ્થંભ ફોડી ઉગાર્યો ભક્તજનનેરે વૈકુંઠવાસી ૭
નરસિંહ રૂપે હીરણ્યાકશ્યપ માર્યોરે વૃજવાસી
આ પ્રલ્હાદજીને ભક્ત જાણી તાર્યોરે વૈકુંઠવાસી ૮
પાંચમે વહાલા બળી ચાંપ્યો પાતાળેરે વૃજવાસી
આ બટુક વામન બન્યા દીનદયાળરે વૈકુંઠવાસી ૯
ત્રણ ડગલામાં ભર્યા ચૌદે લોકરે વૃજવાસી
આજે બોલો તે કદી ન થાએ ફોકરે વૈકુંઠવાસી ૧૦
છઠે પ્રભુજી ગૌ તણી વહાર કીધીરે વૃજવાસી
આ ભરતખંડની ભૂમી બ્રહ્માને દીધીરે વૈકુંઠવાસી ૧૧
સહસ્રાર્જુન છણી છણીને માર્યોરે વૃજવાસી
આ બેમુખી ભુમીનો અંતજ આણ્યોરે વૈકુંઠવાસી ૧૨
સાતમે વહાલા શીતળ છાંય તમારીરે વૃજવાસી
આ રીંછ વાનરની સેનાની તઇયારીરે વૈકુંઠવાસી ૧૩
રાવણના દશ મસ્તક તોડયાં પળમાંરે વૃજવાસી
આ વિભિષણને ગાદી આપી લંકાપુરમાંરે વૈકુંઠવાસી ૧૪

આઠમે વહાલા વૃજવાસી કહેવાવ્યારે વૃજવાસી
આ મથુરાપુરમાં તારી શીતળ છાંયારે વૈકુંઠવાસી ૧૫

માસી પુતના મારી દીનદયાળરે વૃજવાસી
આ ગોવરધન તોળ્યો આંગળીએ તત્કાળરે વૈકુંઠવાસી ૧૬

નોમે વહાલા નવલખ જાખ જમાવ્યોરે વૃજવાસી
નિર્ગુણ સદગુણ જ્ઞાન તે છપાવ્યોરે વૈકુંઠવાસી ૧૭

બુદ્ધ બન્યા બલિહારી પ્રભુ તમારીરે વૃજવાસી
અજ્ઞાની જીવને બોધ દીધો છે ભારીરે વૈકુંઠવાસી ૧૮

દશમો અવતાર થયો નથી પણ થાશેરે વૃજવાંસી
આ ન કલંકી રૂપે કારીયાને હણશેરે વૈકુંઠવાસી ૧૯

નર્ક સ્વર્ગ ત્યારે વાણી થાશેરે વૃજવાસી
કાંઇ પાપી પાખંડી તે પ્રલ્યે જાશેરે વૈકુંઠવાસી ૨૦

અગીઆરસના વૃત તમારાં કરશુંરે વૃજવાસી
શ્રી નારાયણ ધ્યાન સુખેથી ધરસુંરે વૈકુંઠવાસી ૨૧

બારસે વહાલા વૃંદાવનમાં મળજેરે વૃજવાસી
આ ગોકુળીઆમાં દરશન હમને દેજેરે વૈકુંઠવાસી ૨૨

તેરસે તો ત્રીકમ તન તમારૂંરે વૃજવાસી
કાંઇ જશોમતીના બાળ તમને વારૂંરે વૈકુંઠવાસી ૨૩

ચૌદસે તો ચિત્ત રહ્યું છે તમમાંરે વૃજવાસી
કાંઇ ભક્તજનના સ્વામી મળજે વનમાંરે વૈકુંઠવાસી ૨૪

પુનમે મારા પ્રાણતણા આધારરે વૃજવાસી
કાંઈ નરસિંહદાસની નિત કરજે સંભાળરે વૈકુંઠવાસી ૨૫

---

બારમાસી ( એ મોગાબાણી ગોવ્રસવાળીરે [illegible] ચાલ. )
[illegible] ગીરધારી મુજને મારી મોહન નેણ કટારી, ૧

તુજપર વારી મોહન નેણુ કટારી.    ટેક.
અરે કાંઇ કારતકે કૃષ્ણજી કહું તુજને, આવો મોહ લગાડો મુજને
ઘરની ગાયો જાય દુઝીને, દુખ દીઓ છો જાણીબુજીને—ઓ૦ ૧
અરે કાંઇ માગસર માસે મન મારૂં, થયું તનમન ધનથી ઘણું ખારૂં
મારા પ્રાણપતિ તમને વારૂં, હું અબળા ઉગરવા સારૂં—ઓ૦ ૨
કાંઇ પોષે પીઉ ગયા પરહરીને, મુજ દાસીની ચિંતા નહિ કરીને
મારૂં દુખડું દીલમાં નહી ધરીને મુજ દુખીઆરણુને—ઓ૦ ૩
કાંઇ મહા માસના માવલીઆ, ઘેર આવો માસ નાવલીઆ
નિતનિત ચરાવું વગાવડીઆ, તને વંદ્રાક્ષનમાં નહિ મળીઆ—ઓ. ૪
કાંઈ ફાગણમાં ફેરા ખાઇ, મન મળવા મારૂં અકળાઇ
તમે દયા નથી કરતા કાંઇ, મને મળતો ગોકુળીઆમાંહી—ઓ. ૫
કાંઈ ચૈત્ર માસે ચિત્ત મારૂં, કાંઇ ફરતું રહે છે બહુ ન્યારૂં
જસોદાના વહાલા હું વારૂં, કાંઇ તરસે કાળજડું મારૂં—ઓ. ૬
વૈશાખે વાયા વાવલીઆ, ઘેર નાઆવો મારા નાવલીઆ
મને યમુનાના ઘાટે મળ્યા, હવે કયારે મળશો પાતળીઆ—ઓ૦ ૭
કાંઇ જેઠે જુગ લાગેં ખારો, હવે મળવાનો શો ઉધારો
જરા કાંઇ તો મનમાં વિચારો. મને આધાર આસરો છે તારો—ઓ. ૮
કાંઇ અષાડની હેલી ભારી, મને મળવા આવો ગીરધારી
હું વાટ જોઇ જોઇને હારી, હું દાસી છું કાંઇ તમારી—ઓ, ૯
કાંઇ શ્રાવણ શ્રી ગીરધારી, મને દરશન દેજો મોરારી
મોરલી વાગી થઇ દુખીઆરી, મને કંથ વિનાનું દુખ ભારી—ઓ. ૧૦
કાંઇ ભાદરવો ભર ગાજે છે, કાંઇ નીરના નાદજ વાગે છે
આકાશે બ્રહ્માંડ ભાંગે છે, સોળ સણગાર સજની સજે છે—ઓ. ૧૧
કાંઇ આસો માસે ઉજાસે પાછો આવે નહિ આ વારે
કાંઇ દુખડા દાસીના ધારો, કહે નરસિંહદાસ કોઇ સમજાવોરે—ઓ. ૧૨

ગરબી ( સખી શરદ પૂનમની રાત આગી શોભે છે એ રાગ. )
મોરલી ધારી ભજો નરનાર એક ચિત્ત રાખીરે
એ તો પ્રાણુતણારે આધાર, રહ્યા છે સાંખીરે
મધુવનના કનૈયા ગોપાળ, થાશો બેલીરે
સર્વે વૃજવાસીની નાર, આવે પહેલીરે
સખી દુખ હરણ દાતાર, નહિ જાતા મેલીરે
શામ કૃષ્ણ વિના નાચાર, થઇ હું ઘેલીરે

સાખી } ગીરજાપુત્ર પ્રણામ કરૂં, સરસ્વતી લાગું પાય,
ગોપીનાથ આરાધીએ, તેમાં કરજો સહાય.

દુર્બળની ગૃહી બાંહે, ગોપાળલાલ કાળારે
તમે ભુલો નહિ મહારાજ, તમારા ચાળારે
નાચે ગોપી કનૈયાની સંગ, એક હાથ માળારે
જ્ઞાન રૂપી વાગે મોહબાણ, વાગે ભાલારે—મોરલીધારી૦

સાખી } મધુવન ચંદની ખીલી રહી, રૈન અંધારી ઘોર,
કહાન કુબજા નાચતાં, થાય ઘણેરો શોર.

બોલે મેના પોપટ ઘણાં, મોર લાગે પ્યારૂંરે
રાજા નંદ તણારે, કુમાર, તમને વારૂંરે
કદી નાચો કુબજાની સંગ, ખેલ થાય ખોટારે
મારૂં મહી માખણને ખાય, થયો છે મોટારે-મોરલીધારી૦

સાખી } ગોપી આશા પુરણ કરીને, રહ્યા દ્વારીકા માંહે,
ઘેર ઘેર આનંદ વર્તે ઘણો, સુખની વૃદ્ધી થાય.

નરસિંહદાસ કહે સમજાઇ, સુણજો પ્યારારે
પ્રભુ ભજતા સર્વે જણ, ન થાય દુખીયારારે
પ્રિય મિત્ર બંધુની સંગથી, ન થાવ ન્યારારે
વળી ભજજો સીતારામ, હાથે માળારે-મોરલીધારી૦

ગરબી. રાગ ઉપરનો.

અરે ચાલો જઇએ અવધપુરમાંહે દરશન માટેરે
કાંઈ રતન સીંહાસન રામ બેઠા પાટેરે
ભરત શત્રુઘ્ન ઢોળે વાય ભક્તી માટેરે
લક્ષ્મણ સીતાજી નાર હનુમાન સાથેરે
એવા દરશન કરીને દેવ પુરણ થઇએરે
સદા તેના ચરણમાં આજ આપણ રહીએરે–ચાલો જઇએ૦

સાખી.

પુષ્પને વળી શ્રીફળ લઇ. વધાવીએ રઘુનાથ,
દયાળુ દામોદર સહી, મસ્તક મુકે હાથ.
મુકે મસ્તકની ઉપર હાથ, રામચંદ્ર એવારે,
જાણે શરદ પુનમનો ચંદ્ર, લાગે તેવારે.
વળી સતી સીતાજી નાર, લાગે કેવારે,
જળી જન્મો તે સફળ કરવા, ને લાવો લેવારે–ચાલો૦

સાખી.

વસિષ્ટ ને વિશ્વામીત્ર સહીત, માતા જસોદા સાર,
રઘુવંશના દરશન કરી, પાછી વળી સહુ નાર.
અરે રાજા દશરથજીના બાળ, તમો મળજોરે,
મને તમારો છે આધાર, ભાયગ ફળજોરે.
નરસીંહદાસ કહે શ્રી રામચંદ્ર બલીહારીરે,
જેણે રાવણ કુંભકરણ નાંખ્યા મારીરે–ચાલો૦

---

હોરી સંગ્રહ.

કહુ લંકાપુરકી બાતરે, કેસા રાવણ મારા,
કહુરે લંકાપુરકી બાતરે, કેસા રાવણ મારા–ટેક.

કોણુ કોણુ રામજીકે સંગમેં આયે, કોણુ કરત ઉતપાત-હરી૦
કોણુ સીતાજીકી શોધ લઇ આયે, કોણુ કરે આંસુપાતરે—
કેસા રાવણુ૦ ૧
સુગ્રીવ રામજીકે સંગમેં આયે અંગત કરત ઉતપાત-હરી૦
હનુમાન સીતાજીકી શોધકુ આયે, સીતા કરે આંસુપાતરે—
કેસા રાવણુ૦ ૨
દશ મસ્તકને શસ્ત્ર ચલાય, લક્ષ્મણુ હો ગયા ઘાત-હરી૦
સબ સેનારે ઉદાસ ભયેહે, તો મુસ્તક ધરદીયા હાથરે—
કેસા રાવણુ૦ ૩
પવન પુત્રને અતિ બળ કીના, ઉડારે આકાશકી સાથ-હરી૦
પલભરમેં દ્રોણાચળ લાયે તો, બેઠા કીયા સાક્ષાતરે-કેસા રાવણુ ૪
રામચંદ્રકુ ક્રોધભયાહે, ધનુષ લીયા હય હાથે-હરી૦
રાવણુકે દશ મસ્તક છેદે, એસે પરાક્રમી નાથરે-કેસા રાવણુ૦ ૫
કુંભકરણુ ઓર આદે, ઇંદ્રજીત દુસરે લક્ષ જમાત્રે-હરી૦
સબકુ માર સીતાજીકુ લાયે, એસે જગતકે તાતરે-કેસા રાવણુ૦ ૬
અયોધ્યાપુરીમેં આનંદ બધાઇ આયે દસરથ લાલા-હરી૦
નરસીંદાસં કહે પાંઉ પડુરે, લજ્જા તુમારા હાથરે-કેસા રાવણુ મારા.

---

## હોરી સંગ્રહ.

કૃષ્ણુ ખેલત નંદલાલારે, મધુવનકે કનૈયા,
કૃષ્ણુ ખેલત નંદલાલા- ટેક.
મોર પીછકો મુકુટ બીરાજે, બંસી બજાવે ઘેરી—
હરી હરી લાલા બંસી બજાવેરે ઘેરી૦
કાનમાં કુંડળ ઓર્ડ્કે ખાતહે, ભર પીચકારી ડાલરે-મધુવનકે૦ ૧
ગૌવ ચરાવે વનવન ભટકે ઓઢન કાળી કમેરી-હરી૦

મહી-માખણ મોરા સબરે ઢોળત હે, નતો સંબશે બીજ ગયા
ગાલરે—મધુ બનકે. ૨
બોત કહું પણ પંથ ન છોડે, હઠીલે ગીરધારી-હરી૦
મોરે મંદીરમેં ગૌ બી આઈ, બછડેકી હઠ જાણુરે—મધુબનસે૦ ૩
ફગવા દઉંગી મોહેકે જાને દો, સાથ ન લાઇ હું કોડી-હરી૦
ક્યકુસતાવે તું બ્રજ રખેવાલા, મોહકા ફાંસા ના ડાલરે-મધુબનકે ૦૪
કહત કનૈયા મેં જાને ન દઉંગા, બહોત કરૂં બરજોરી-હરી૦
નરસીંહદાસ કહે હઠીલે બીહારી, તુંમારે ચરણમેં ધ્યાનરે
મધુબનકેકનૈયા કશ્ર ખેલત, નંદલાલરે—મધુબનકે૦ ૫

---

## હોરી સંગ્રહ. ( રાગ ઉપરનો )

કંસ બડા ગુમારરે જીસને ખેલ બીગાડા-કંસ બડા ગુમાર-ટેક.
કૃષ્ણુકે સંગ અભિમાનજ કરકે બોતહી દુખ ગુજારા-હરી૦
ભગની કે દશ પુત્રકે મારે, તો રાક્ષસકુ બીરમાયા-કરેરે ખુવારા-
જીસને ખેલ બગાડા૦ ૧
આપ પીતાજીકે રાજ લેકે, દેવકુ દુખ દીલાયા-હરી૦
મથુરા નગર ઉદાશ ભયા હય, તો કોણુ કરે સંભાળ-
રાક્ષસ રખેવાળા-જીસને ખેલ બીગાડા૦ ૨
નગ્ર પ્રજા સબ દુખી ભઇ હય, કરત હય અતિશ પોકાર-હરી૦
કોણુ હમારી સ્હાય કરેરે, તો વિષ્ણુ લીજે સંભાળા-
હોગયેરે બેહાલા-જીસને ખેલ બીગાડા૦ ૩
મથુરામે ગીરવરધારી, પધારે વસુદેવજીકે લાલા-હરી૦
દેવ સબ આયે બાજે બજાનેકુ ભકતકુ સુખ અપાર-
હોગયેરે નીહાળા-જીસને ખેલ બીગાડા૦ ૪

આપકે નગ્રસે ગયેરે કનૈયા હો ગયે જસોદાકે બાળા—હરી૦
કારેગૃહકે તાળે ખુલ ગએ, પડે રહે ચોકીદારા—
કયા જાણે ગુમારા—જીસને ખેલ બીગાડા૦ ૫

અગાસુર, બગાસુર ઔર કેસીસે કૃષ્ણકું પકડ મંગાયા—હરી૦
પુતનાજીકે પવર ભરકે તો ગોકુળમેં ભેજવાયા—
માદા જસોકા બાળા—જીસને ખેલ બીગાડા૦ ૬

પુતના આડે ઔર અસુરકુ, પકડ બાંધકે મારા—હરી૦
કંસાસુરકે કેસ પકડકે તો ભુમીકી સાથ પછાડા—
દેવકા ભાર ઉતારા—જીસને ખેલ બીગાડા૦ ૭

ગોકુળમેં તો આનંદ ભયા હય મથુરામેં બાજા બજાઈ,
નરસિંદાસ કહે મોર મુગટપર મેં તો જાઉં બલીહારી—
તુમ બંસી ધારી—જીસને ખેલ બીગાડા૦ ૮

---

## હોરી સંગ્રહ. ( રાગ ઉપરનો )

ખેલે હુવે ગીરધારી મારત સબપર પીચકારી,
આયા ફાગણુરે ઉસ દીનસે સબકુ કરતહય ખુવારી—હરી૦
કોઇકી જાકે ગાગરીઆ ફોડે તો કોઇકુ દેવે ગાળી—
કરત હોશીઆરી—મારત સબપર પીચકારી.

જાકે જસોદાજીકુ કોઇ કહેવે લીલા બતાવે ભારી—હરી૦
જસોદામાતાજીકુ ભરમાવે તો એસે અવધબિહારી—
મય ઉન્સે હારી—મારત સબપર પીચકારી.

હોળી ખેલત હય ને ફગવા મંગતહય પહેરત નવરંગ સાડી—હરી.
નરસિંહદાસ કહે બીંદરાબનમે કનૈયાકી હઠભારી—
કહુરે પોકારી—મારત સબપર પીચકારી,

---

હોરી ( રાગ ઉપરનો. )

નાહને ગઇથી મેં આજરે. ગંગા શીતળ નીરમે,
સોળ સાહેલી હમતો ગઇથી કપડે પહેનકે ભારી—હરી૦
કદમકે છાયામેં છોડ ચલીરે તો ભર સમુદ્રકી પારરે—ગંગા૦
કોણ જાણે કે કહાંસે આયા અવધપુરકા બિહારી—હરી૦
સબકે ચીર ચુરા ગયોરે તો હમારી ન જાણી લાજરે—ગંગા૦
બોત કનૈયાકુ હમ સમજાવે કપડે ન દેવે મોરારી—હરી૦
સારા દીન સબ નીકળ ગયાહે તો સાસુ નણંદ દેવે ગાળીરે-ગંગા.
નગ્ન કાયાસે હમતો ખડી રહી પત નહી જાણે મોરી—હરી૦
શ્યામ સુંદર મોરે વસ્ત્ર દો મુખસે કહુંગી ગમારરે—ગંગા૦
બરજોરીસે બસ્ત્ર દીએહય મોહન ટેવ નઠારી—હરી૦
નરસીંહદાસ કહે એસી ગોવાળણ આદિ બ્રહ્મ પ્રતિપાળરે-ગંગા૦

હોરી ( રાગ ઉપરનો. )

કહાનેરે બંસી બજાઇરે ન્હાંકી ખબર ન પાઇ,
મંય સો રહીથી મોરે ભુવનમેં નીંદ ભય મુજકુ ઘેરી—હરી૦
છોટી નણંદીયા સાથ સો રહીથી ભર રેનમેં બેંડ બજાઇરે—
ન્હાંકી ખબર ન પાઈ૦ ૧
ઘેલી દીવાની ઉઠી પલંગપર, કોઇકી શુદ્ધ ન પાઇ—હરી૦
ઉલટી કંચુકી પહેન લીયા હય તો ચણીએકી શુદ્ધ ન આઇરે—
ન્હાંકી ખબર ન પાઇ૦
ભુત પલીત ઓર જગકે પીશાચા કોઇસે નહિરે ડરાઇ—હરી૦
ઝટ જાકે મધુબનમેં ખડી રહી તો એસા જાદુ બનાઇરે-ન્હાંકી.
બનમેં ગઇ નાંહ મીલેરે કનૈયા ફીર ફીર બહોત પસ્તાઇ-હરી૦
નરસીંહદાસ કહે અયસે કનૈયાકી લીલા ન જાણે કોઇરે—
ન્હાંકી ખબર ન પાઇ૦

## હોરી.

કૃષ્ણજી જગ કિરતારરે આતો લીલા બતાવે,
બસંત રૂતુમેં ગોપ ગોવાલા સંગ બોતહી ધુમ મચાવે—હરી૦
સખકે પાઊમે ઘુઘરી બાંધે, તો કોઇકુ નાચ નચાવેરે,
સખકુ લીલા બતાવે—કૃષ્ણજી જગ કીરતાર-
ગીરી ગોવરધનકીરે પુંજા આપ લેકે શબ ખાવે—હરી૦
ઇંદ્ર રાજકુ ક્રોધ ભયો હે તો આકાશમેં બીજ ચમકાવેરે-સખકુ૦
ભોરહી ઉઠકે ને ઘર ઘર જાકે મહી માખણ ચુરાવે—હરી૦
ઘાન્ત બછડેકુ લે જાવે તો ઉનકા મર્મ નહિ સુણાવેરે—સખકુ૦
બળીભદ્ર ઓર શ્રીનંદલાલા બાંટકે બછડે ચરાવે-હરી૦
આવે અસુર જબ બીઘન કરનેકુ તો લેકે શીલાપર પછાડેરે-
સખકુ લીલા બતાવે૦
ગોકુળ મથુરા ઓર બીંદરાબન મનમોહનજી જાવે-હરી૦
નરસીંહદાસ કહે ઓહી કીરતારા તો સુણકે મગન હોજાવેરે—
સખકુ લીલા બતાવે૦

**ભજન.** (કીત્ત ગયે જખમાર ભજનબીના એ રાગ.)

ભજ હરનીશ આપકા કીરતારા, ભજ હરનીશ આપકા કીરતારા-ટેક
કીરતારો, તારણહારા, ભજ હરનીશ આપકા કીરતારા.
કામ ક્રોધકુ ઝટ તજદેના નીમેળ પ્રીરનારારે સંસારા—ભજો૦ ૧
આયા તો જન્મ સફળ હી કરના હાથકુ લેના છાપા માળા
ભજ હરનિશ આપકા કીરતારા ૨
હરીબીના કોઇ નહિ મુક્તિ પાવે ખોજલે બેદ ઓર પુરાણા
ભજ હરનિશ આપકા કીરતારા ૩
નરસીંહદાસકી એહી બીનંતી શ્રીનારાયણ ચતુભુજવાળા
ભજ હરનિશ આપકા કીરતારા ૪

### ભજન (રાગ ઉપરનો)

હારે વિષ્ણુ ભજન કરો ચિત્ત ધારી, વિષ્ણુ ભજન કરો ચિત્ત ધારી-ટેક.
વશિષ્ઠ વિશ્વામિત્ર ધ્યાન ધરંત હે, સદા મગન પ્રરશી ધારી
વિષ્ણુ ભજન કર ચિત્ત ધારી
બડે બડે રૂષીમુની ઇનસે તર ગયે, નારદ ધ્રુવ તુમરધારી
વિષ્ણુ ભજન કર ચિત્ત ધારી
નરસીંહદાસ કહે જુઠી હય માયા ઉનકુ દેના ધુતકારી
વિષ્ણુ ભજન કર ચિત્ત ધારી

### ભજન (રાગ ઉપરનો)

સતનામ હે સાચા બ્રહ્મચારી, સતનામ હે સાચા બ્રહ્મચારી-ટેક
બ્રહ્મચારી નીરગુણધારી, સતનામ હે સાચા બ્રહ્મચારી
સતસંગ કરના દુનીઆ ફીરના આનંદ રહેના નિત દહાડી
સતનામ હે સાચા બ્રહ્મચારી ૧
સત સુક્રિતકી એહી કમાઇ કાળ કપટ દેવે ઝટ મારી
સતનામ હે સાચા બ્રહ્મચારી ૨
આપહી આપમેં ખોજકુ દેખો સબ ઘટ હંસા સમાઇ
સતનામ હે સાચા બ્રહ્મચારી ૩
નરસીંહદાસ કહે મન સમજાઈ આગુકા ધામ બડા ભારી
સતનામ હે સાચા બ્રહ્મચારી

### ભજન ( રાગ ઉપરનો )

હરી તુમ ચરણુમેં મુજકુ લીજેરે હરી તુમ ચરણુમેં મુજકુ લીજેરે-ટેક
અંત સમયમેં મુક્તિ દીજેરે તુમ ચરણુમેં મુજકુ લીજેરે
વિષ્ણુ હરી પ્રભુદીનદયાળુ સદા રહે લેલાગીરે

મુજે રામભજન હઠ લાગીરે (૨) કૃષ્ણ નામસે હરીજન તરગયે.
ગોપીચંદ ભયા બેરાગીરે મુજે રામ ભજન હઠલાગીરે (૩)
નરસિંહદાસ પ્રભુકે ગુણ ગાવે ગગન મંડળ ધુન લાગીરે
મુજે રામ ભજન હઠ લાગીરે (૪)

### ભજન (રાગ ચલેરામ બનકુ એ રાગ)

ચલે રઘુનંદન બચન પાલનકુ, ચલે રઘુનંદન બચન પાલનકુ
છત્ર ચમ્મર રઘુવર શીરપર દેવ ચલે મીલનકુ-કૈકેય તનમેં
કલીજુગ પ્રગટા દુઃખ હુવા દશરથ કે ઉદરકુ ચલે રઘુનંદન ૧
મેરા ભરતજી રાજ કરેને રઘુવર જાવે જંગલકુ—ત્રરસ ચત્રુદશ
બનમે ભટકે વ્હાતક નહિ આવે અયોધ્યા નગરકુ ચલે રઘુ નંદન ૨
રામચંદ્ર ઓર જનક નંદની તીસરા લક્ષમનકુ હમતો જાતે જંગલ
બાસંમે ધીરજ ધરના સબકુછ તનકુ ચલે રઘુનંદન ૩
કીંકર ભક્ત હું આધીન તુમારા કલ્પના સુણ લીજેરે
હરી તુમ ચરણમેં મુજકુ લીજેરે ૧
આયા જબસે ચોર તુમારા બંધનસે દુર કીજેરે
હરી તુમ ચરણમેં મુજકુ લીજેરે ૨
જયસા હરિ તુમ ગજ છોડાયા એસા કાળસે દુર કીજે
હરી તુમ ચરણમેં મુજકુ લીજેરે ૩
મીરાંબાઇ પહેરાબા કમાલ, ઉદારા એસા ચર્ણામૃત મુજકુ દીજે
હરી તુમ ચરણમેં મુજકુ લીજેરે ૪
નરસીંહદાસ કહે ભકત તુમારા ઉનકી ઉપર નજરકી કીજે
હરી તુમ ચરણમેં મુજકુ લીજે ૫

### ભજન (રાગ ઉપરનો)

મુજે રામ ભજન હઠ લાગીરે મુજે રામ ભજન હઠ લાગીરે
મારા ભવની ભાવટ ભાંગીરે મુજે રામ ભજન હઠ લાગીરે
રામ નામનુ સમરણુ કરતાં કાળ રહ્યો છે ત્યાગીરે
મુજને રામ ભજન હઠ લાગીરે ૧
ઐસે રઘુવર દીનદયાળુ, શોકના કરના મનકુ
નરસિંહદાસ કહે ભજો ભગવાન, રાક્ષસ કુળકુ સંહારનકુ ચલે રઘુ

### ભજન. (રાગ ઉપરનો.)

ભજો રામ કૃષ્ણુકુ હરનીસા, ભજો રામ કૃષ્ણુકુ હરનીસા,
હરનીસારે અમરપુર વાસી, ભજો રામ કૃષ્ણુકુ હરનીસા.
વીષ્ણુજી હે સબકે કિરતા, મચ્છા અવતારા ધારા,
બ્રહ્માજીકે વેદ નિકાલે. સંખાસુરકા ગર્વ ઉતારા—ભજો રામ૦
ચોમુખ વીષ્ણુ શંકર મિલકે, ચંદ્ર ધનુષ નીકાલા,
લક્ષ્મીજીકુ હરલાયે, વૈકુંઠપતી દીનદયાળા—ભજો રામ૦
શીશુપાળ ઔર દંતવક્રસે, દેવ દુખ પાયા,
સુદર્સનસે સીસ ઉડાયા, રાજા વીદુરથ મન પસ્તાયા-ભજો રામ૦
ઐસે રાક્ષસકું હરડાલે, ગો બ્રાહ્મણ પ્રતીપાલા,
નરસિંહદાસ કહે વીષ્ણુ બલીહારી, સંખ સુદર્સન ચક્રવાલા-ભજો રામ૦

### ભજન. (રાગ ઉપરનો.)

સમુદ્ર બાંધકે રામ લંકા સીધારા, સમુદ્ર બાંધકે રામ લંકા સીધારારે,
નળ નીળ સુગ્રીવ જાબુવાન ઔર વાળી પુત્ર બળ ભારી.
વાનર જુથ ખડારે ભારી, મેં કહુંતો કહા ન જાયે-સમુદ્ર૦
રાવણુ કુંભરણુ બળધારી, ઈંદ્રજીત હે ભારી,

લક્ષ્મણજીને ગર્વ ઉતારા, વજ્ર દષ્ટિ મંત્રીકુમારા—સમુદ્ર૦
યુદ્ધ હુઆ રાવણકે સંગમેં, લોક ખડે ગભરાવે,
રાવણકા સંગ ભાગા હયાસે, ગોપુર પહાડપે જાકે સમાવે...સમુદ્ર૦
ભક્ત બ્રહ્માકે કારણેને, દસ અવતાર ધારે,
નરસિંહદાસ કહે તુમહિ ફિરતા, ઐસે બળીકુ તુમ હરડાલે—સમુદ્ર.

## ભજન ( રાગ ઉપરનો. )

સુણો રઘુનંદનકી બલીહારી, સુણો રઘુનંદનકી બલીહારી,
બલીહારીરે, અવધપુરવાસી, સુણો રઘુનંદન.
ગો બ્રહ્માકે કારણે, સ્કંધ ધનુષ ધારી,
ખરદુષણ ઔર ત્રીસરા મારી, વીશ્વામિત્રકા યજ્ઞ સંભારી—સુણો.
અહલ્યા નામ ગૌતમકી ત્રીયા, રામચંદ્રે ઉગારી,
અંજની ઉદર હનુમાન પ્રગટા, એક તલપ જીને ઐસી મારી—
સુણો રંઘુનંદનકી બલીહારી.
ત્રંબક ધનુષ તોડકે ને દસ મુખ નાદ ઉતારી,
પ્રસીધરકા પરચામાના મોરા રઘુવર દસ અવતારી—સુણો૦
અહી મહી રાવણકી જો ત્રીયા, ચંદ્રસેના નારી,
રામ ભજનસે ઓખી તીર ગઇ, શ્રીકૃષ્ણજીકી ભય પટરાણી—સુણો.
ઐસે રઘુવર દીનદયાળુ, મસ્તક જટા ધારી,
નરસિંહદાસકા એહી બચન હે, દયા કરો હરી તુમ પ્રેમધારી—સુણો.

## ભજન. હાંરે મેં તો વાંકુ ઢૂંઢને જાઉં એ રાહ.

હાંરે ગોપીઅનસે ખેલત નંદલાલા, હાંરે ગોપીઅનસે ખેલત—
નંદલાલા—ટેક.
હરનીસ આવે મોરો ચીર ચોરાવે, ડાલે ગલે બીચ મોતનમાલા—હાંરે.

ચિત્તચોર બ્રહ્મચારી સદારે નિવાસી, શાપીકાસે બજાવે તાલા—હારે૦
મોર મુગટ મકાકૃત કુંડલ, નરસિંહદાસ કહે બન રખવાલા—હારે.

ભજન. રાગ ઉપરનો;

હારે મનમોહન મોરલી બજાઇ, હારે મનમોહન મોરલી બજાઇ—ટેક.
મોરલી બજાકે મનહર લીનો, વ્રજબાસી આ મીલજાઇ—હારે૦
કાન તુજે કિન્ને બંસરી દીની, હારે મોરે હૃદયમેં છીદ્ર પડજાય—હારે.
કદમ ઘટાપે કાન બીરાજે, નરસિંહદાસ કહે મન લાઇ—હારે મન.

ભજન. ( રાગ ઉપરનો, )

કુબડીકે સંગમે મોરાર, કુબડીકે સંગમે મોરાર—ટેક.
જાદુ ડાલકેને મોરો મોહનજી, મોરો છીન લીયો ભરથાર—કુબડીકે.
કુબડી રાંડકુ કયારે કરમે, મોરો માને નહિ ભગવાન—કુબડીકે.
નરસિંહદાસ કહે બિનંતી કરકે, હરી ચરણુમેં ધરના ધ્યાન—
કુબડીકે સંગમે મોરાર૦।

ભજન રાગ.

(વાંકુગાલી કબહુ ન દિજેરે, જીનકા ચરણામૃત લીજે એ રાહ.)
તુમ હરનીસ મન સમજાય હો, રહો સમરણુ માંહી,
તુમ હરનીસ મન સમજાય હો, રહો સમરણુ માંહી—ટેક.
નિત ઉઠ ધ્યાન હરીનામકા ધરના, ઝટ આકે કરતહે સહાયહો—રહો.
દીનદયાલુ પ્રજાપાલન, રહે ચેતન બ્રહ્મકી માંહીહો—રહો.
સુમિરનસે ભવપાર કહાવે, હંસા વૈકુંઠ લોક સમાયહો—રહો૦
નરસિંહદાસ કહે એકહી કિરતા, રહો હરનીસ ઉનકી માંહીહો—રહો.

ભજન રાગ.

(ચંદા ઝબકે સબ ઘટમાંહી અંધળી આંખીકુ સુઝત નાહી એ રાહ)
એહી ઘટસે જબ નિકલા હંસા, કાયા નગર હોજાવે નીરવાસા—ટેક.

પાંચ તત્વકા પિંજ બનાયા, જળ પવનકા સ્થંભ જમાયા—એહી.
આતમ બ્રહ્મકા કરલે વિચારા કહાંસે આયા હંસા કહાંરે સીધારા-એહી
જમકી ચોટ ચુકાદે ભાઈ, અંતસમે કછુ નહી પસ્તાઈ--એહી-
નરસિંહદાસ કહે ચેતકે ચલના, નહી ચેતોગે તો કાલસે મીલન-
એહી ઘટસે નીકલા.

ભજન ( રાગ ઉપરનો )

અખંડ બ્રહ્મહે સબ ઘટ માંહી પાપી પામરકુ સુઝત નાહી—ટેક
એહી ઘટ ભીતર હેરે અંધેરા ધરદે મસાલને કરદે ઉજીએરા અખંડ
ઘટ ઘટ હંસાકિ ઓર કમાઇ, કીગોરે ભુલા ભટકા ફીરતા હે ભાઈ અ૦
એક પીંડસે બના બ્રહ્મમંડા, બ્રહ્મા વીષ્ણુ મહેશ્વરા અખંડા અ૦
નરસિંહદાસ કહે રામ ભજનસે આયા હેતે કરલે કમાઇ અ૦

ભજન ( રાગ ઉપરનો )

રામકૃષ્ણ પ્રભુ ભવજળ ઉદ્ધારા, મહેર કરો સૃષ્ટીના સરજનહારા-ટેક
આયા જબસે ગર્ભવાસમેં કષ્ટ કીયા મેંને બોત તુમારા—રામ૦
તુમને દયા કરકે દુનીઆ દિખાઇ આકે ભુલ ગઆ કોનકીરતારા-રામ૦
મેં હું દાસ આધીન તુમારા—ઉગારો કે મારોરે પર્વત દિગારા-રામ૦
રાજા રાવણકુ લંકા દિની-ગર્વ કીયા તો પીછી લીની-રામકૃષ્ણ
નરસિંહદાસ કહે તુમારે ભજનસે-ચૌદ લોક ઉપજાવન હારા-રામ૦

ભજન (તારો ભરોસો મને ભારીરે રામરાજા એ રાહ)

અંતસમે આવી મળજોરે ઓ જગકીરતારા, અંતસમે આવી મળજો-ટેક
આશા તે પુરણ કરજોરે ઓ જગકીરતારા, અંતસમે આવી મળજો
તીરથ વ્રત કશુએ નહિ કીધા પાપી પામર ભારી,
સ્હાય કરજો જગતપતિરે દુર્બળ છીએ નાચારીરે,
ઓ જગકીરતારા અંત સમયે આવી મળજોરે ૧

ગ્રાહ ગ્રહ્યો ગજ રૂદન લાગ્યો કીધી ભકિત તમારી
ગરૂડ ચઢીને આપ સીધાવ્યા વિષ્ણુ ગીરીવર ધારીરે એ જગ ઠીરતારા ૨
ટીટોડીના ઈંડા ઉગારી મંજારીને તારી
સ્થંભ ફોડી હીરણ્યાકશ્યપ મારી કીધા ભકત પ્રલ્હાદ ,આભારીરે
એ જગઠીરતારા—૩
રાવણ કુંભકરણને મારી લંકા નાંખી બાળી
વિભિક્ષણને પદવી આપી એવા છો શ્યામ મોરારીરે એ જગઠીરતારા ૪
દુર્યોધનનું માન ઘટાડી કંસાસુરને મારી
પાંડવની તો પક્ષ કરીને દ્રૌપદીનેરે ઉગારીરે એ જગ ઠીરતારા ૫
ગીરીગોવરધન કર પર ધારી ઇંદ્ર નાદ ઉતારી
નરસીંહદાસ કહે ભજભગવાના કૃપાળુ મોરલીધારીરે એ જગઠીરતારા ૬

ભજન ( દીલભર રાજ નહિ આવે એ રાગ )
ભજ મનવા સીતારામ નામ કર અહર્નિશ સ્મરણ કાળ નહિ આવે
કોઇ દિન કાળ નહિ આવે, કોઇ દિન કાળ નહિ આવે—ટેક
રામનામનુ સ્મરણ કર, તન ડાઘ મીટ જાવે
અંત સમયે કુચ્છ નહિ પસ્તાવે જમ ચોટ ચૂક જાવે જમકી ચોટ
ચૂક જાવે ભજ મનવા સીતા રામ૦ ૧
રામનામ અમર ફળ પાવે, હરી ભકત કહાવે
લક્ષ ચોરાસી ફેર નહિ આવે, ભવ નહિ ભટકાવે—
હો મનવા ભવ નહિ ભટકાવે, ભજ મનવા સીતારામ૦ ૨
ઓહી અમરકુપ વીરલાપાવે હરીકો જશ ગાવે
નરસીંહદાસ કહે આધીન તુમારા બેર બેર ગાવે,
અરે હાં બેર બેર ગાવે ભજ મનવા સીતારામ૦ ૩

## ભજન ( અરે શું માનવમાં અભિમાન એ રાગ )

અરે આ રામ વિના નાદાન તારૂં કોઇ બેલી નથીરે બેલી નથીરે,
મરેલો મથી મથીરે અરે આ રામ વિના નાદાન તારૂં કોઇ બેલી નથીરે ટેક

સાખી
ભમતાં ફરોછો ભવ વિષે, મનમાં ઝાઝો મેલ
રામ નામ નહિ જાણ્યું, એ પ્રાણીના ખેલ

અરે જેમ નીરની અંદર તેલ, રામનુ નામ ઘણું છે સહેલ

સાચું કહું છું કથીરે અરે આ રામ વિના નાદાન ૧

સાખી
પાપી પાખંડી ઘણા, દુનિઆને દુખ દેનાર
કંટક જાળ સમજે નહિ પામરરે નાદાન

ઝટ કાળ કપટને માર શું નહિ સમજે ગમાર જંગલનો

છે પક્ષીરે, અરે આ રામ વિના નાદાન ૨

સાખી
અંત સમય પસ્તાઇને, ખાસો જમની લાત,
મુગે મ્હોંએ સમજી કરી નહિ ભજસો શા માટ

આભની સાથે ભીડાવો બાથ તેમાં નહિ આવે તુજ હાથ નહિ—

બને તુજથીરે અરે આ રામ વિના નાદાન ૩

સાખી
કીરતાર માથે છે સહી, અને દયાળુ દેવ મોરાર
તનમન ધન અરપવું સહી એમાં છે આધાર

નરસીંહ દાસ કહે ભજો ભગવાન, સૌને ગણવા એક સમાન

એકથી બીજો નથીરે અરે આ રામ વિના નાદાન ૪

ભજન ( ભજમન નારાયણ કી સંગ )

ભજમન, એક ચિત્ત રાખી રામ માળારે ભજમન એક ચિત્ત—
રાખી રામ માળારે.

હરીકે ચરણુસે તીરથ પ્રગટ ભયે, બ્રહ્મા વિષ્ણુ
મહેશ્વર એક તાલારે, ભજમન એક ચિત્ત રાખી રામ માળારે ટેક
સચ્ચિદાનંદકા સમરણ કરલે હોજાય કાળકા મુખ કાળારે
ભજમન એક ચિત્ત રાખી રામ માળારે૦ ૧
ભવ સાગર તારે સમરથ કીરતાર હરી હાથ કુંચી કોણ
ખોલે તાળારે ભજમન, એક ચિત્ત રામ૦ ૨
નરસીંહદાસ કહે મન સમજીને, સબ છોડ દે
દુનિઆના ચાળારે ભજમન એક ચિત્ત રામ૦ ૩

ભજન.

ઓ મુરખા મનવા ભજને સાચો તારણ હારોરે ઓ મુરખા
મનવા ભજને સાચો તારણ હારોરે.
તારણ હારોરે કાંઇ તારણહારોરે ઓ મુરખા મનવા ભજને સાચો
તારણ હારોરે ટેક
તું અવર કામ નહિ કરજે વળી કાળીંગાને હરજે તું એક તાર ચિત્ત
ધરજે, તું ખરે મારગ પરવરજે, જેથી પુરણ પુરૂષને લાગે
બહુ પ્યારોરે ઓ મુરખા મનવા ભજને૦ ૧
કાંઈ રામભક્તની રીતી કર રઘુવર સાથે પ્રિતિ, તું શીદ કરે
અનિતિ તારી ઉમ્મર જાએ વીતી, તારી અવગત થાશે મીઠી,
તું એક નજરથી ભજ સાચો તારણ હારોરે ૨

તું સ્વારથને પરહરજે; કાંઇ સાચા કાર્ય કરજે;
તું હરી નામ ઉર ધરજે, તું દરસન માટે મરજે,—
તું કુસંગત પરહરજે, કોઇ જ્ઞાનીની સેવાથી જોજે—કોણ ત્યારોરે
એ મુરખા મનવા ભજને સાચો૦ ૩
તારૂં જન્મ મરણ દુખ જાશે, તુ હીરા માણેક કમાશે,
પછી બહુ પસ્તાવો થાશે, પછી અકળાશે ગભરાશે, લક્ષચોરાશી
અથડાશે, પછી પાછો નહિ આવે ફરી આવો વારોરે—
એ મુરખા મનવા ભજને૦ ૪
સંસાર સ્વપ્ના સરખો, તમે એક નજરથી નીરખો,
કહે નરસિંહદાસ તમે પરખો, રસ્તો છે વૈકુંઠ સરખો, પછી
તમને રહેશે હરખો. એક આતમ તત્વથી જોજે પાલનહારોરે—
એ મુરખા મનવા ભજને સાચો તારણહારોરે૦ ૫

ભજન. (મારગ ચઢના બડારે કઠીન હય એ રાગ.)

નારાયણ નામકા સમરણ કરલે, સબહી ઘટકા કીરતારા,
નારાયણ નામકા સમરણ કરલે—ટેક.
જન રોહીદાસા હરીકે ભજનસે વૈકુંઠ આપહી સીધારા—
નારાયણ નામકા સમરણ કરલે૦ ૧
હીરણ્યાકશ્યપ જબ સ્થંભ ધીકાયા આયે ભક્ત તારણહારા—
નારાયણ નામકા સમરણ કરલે૦ ૨
મગરસે ગજ જબ બુડન લાગો, નામ લીઆ વિષ્ણુધારા—
નારાયણ નામકા સમરણ કરલે૦ ૩
ગરૂઢ ચઢકે આપ સીધારે, ઉદ્ધાર કીયા ભક્તજનકા—
નારાયણ નામકા સમરણ કરલે૦ ૪

નારાયણ નામસે હરીજન તર ગયે, તર ગયે ધ્રુવ ઓર પ્રલ્હાદ—
નારાયણ નામકા સમરણ કરલે૦ ૫
નરસિંહદાસ કહે તુમ કૃપાસે દયા કરો હરી પ્રેમધારા—
નારાયણ નામકા સમરણ કરલે૦ ૬

ભજન. ( કહો તો વેરાગણ થઈએરે એ રાગ. )

રામભજન ચિત્ત ધારોરે, ભકતજન હોય તો રામભજન ચિત્તધારો
તાલ તંબુરા અહર્નિશ જોઇએરે, નાચી ખુંદીને ગુણગાવોરે,
ભકતજન હોય તો રામ ભજન ચિત્ત ધારો૦ ૧
માળારે છાપાની તીલક કરીએ, ભવ ઉગરવાનો આરોરે—
ભકતાજન હોય તો રામ ભજન ચિત્ત ધારો૦ ૨
નરસિંહદાસ કહે રામ ભજનથીરે આ છે ઉગરવાનો આરોરે—
ભક્તાજન હોય તો રામ ભજન ચિત્ત ધારો૦ ૩

ભજન. ( નાથ તુમ જાણતહો સબ ઘટકી એ રાગ. )

અરે તેની જીંદગી સર્વ અકારી, જેણે જાણ્યા નથી જુગદાધારી,
તેની જીંદગી સર્વ અકારી.
હરી સાથે કરો મિત્રાચારી, જેની લીલા ઘણી છે ભારી—ટેક.
રામનામ મુખથી નહીં લીધું, અમર મુકી વીષ પીધું,
વૈકુંઠ મેલીને નર્ક સીધાવે, કામ થયું નહી સીધું—હારે૦ ૧
કાગ હંસની જાત ન જાણી ને માનસરોવર પાણી,
કાયા નગર કરમાઇ જશેરે, નહી રહે કશી એધાણી—હારે૦ ૨
આ ઘટ ભીતર જુઓ તપાસીજે કાયા કોણ ઘડનારો,
તેરે વિભુ સાથે કરોરે સગાઇ, તે છે સહુથી ન્યારો—હારે૦ ૩

આપની ભક્તિ જુઓ તપાસી, પછી બીજાની વાતો,
અંત સમે જ્યારે મકડી જાશે, લક્ષચોરાસી અથડાતો—હાંરે૦ ૪
નરસિંહદાસ કહે સમજીને ચાલો, જે આવે ફરી નહી વારો,
પાપ પુણ્યના મારગ બે છે, જાશે બધો જન્મારો—હાંરે૦ ૫

ભજન. ( ઇસતન ધનકી કોણ બડાઇ એ રાગ. )

એસી નારાયણકી બલીહારી કોટીક હંસકુ દેત ઉગારી,
એસી નારાયણકી બલીહારી કોટીક હંસકુ દેત ઉગારી–ટેક.
હરી પ્રસાદ લેવે નરનારી, અમર લોકકુ જાવે સીધારી–એસી૦ ૧
શ્રીહરીસે કરલે મિત્રાઇ, વૈકુંઠ ધામકુ દેવે પહોંચાઇ–એસી૦ ૨
સંતકુ દેખ કાલ દુર હોઇ, સબ છોડદે દુનીઆકી બડાઈ–એસી. ૩
નીગમ અગમ ઘર દેખરે હો ભાઇ, એ ભવસિંધુમેં ક્યું અથડાઈ–
એસી નારાયણકી બલીહારી૦ ૪
નરસિંહદાસ કહેરે સમજાઇ, રામ સમરના નીત ઉઠધાઇ–એસી. ૫

ભજન. ( ભજન બીન કાયકુ દેહ ધરી એ રાગ. )

ભુલ જાઇરે મુરખવા જગ ડુબે, ભુલ જાઇરે મુરખવા જગ ડુબે.
રામ નામ કીરતવ નહિ જાણે, ધન જોબન દેખકે ફુલે–ભુલ૦
કથારે કીરતન નામ ન જાણે, અસત્ય મારગમાં ઝુલે–ભુલ૦
નરસિંહદાસ કહે જાના એકીલા, માયાકે ફંદહે સબ જુઠા–ભુલ૦



## પુસ્તકો મળવાના ઠેકાણાં.

૧ નરસીંહદાસ ગોવીંદ. પંડીત

ઠે૦ અરદેશર કોટવાળની વાડીનીપાસે—સુરત.

૨ માસ્તર માધુ જેરામ—પુણા. (તાબે સચીન.)

૩ અરજુન દુલભ—ઠે૦ નાણપુરા. સુરત.



સુરત, લીમડાચોકમાં આવેલા " દેશી મિત્ર " પ્રેસમાં

મગનલાલ વનમાળીદાસે છાપ્યાં.